


# જીવ

a MEMORY of
Rita Doshi
by NARESH SHAH

© ચિંતન શાહ

પ્રથમ આવૃત્તિઃ ૧૦ સપ્ટેમ્બર , ૨૦૨૨

ક્રેડિટસ :
કન્સેપ્ટ : નરેશ શાહ
કવર કન્સેપ્ટ : કરિશ્મા દોશી
ડિઝાઈન : ડ્રિમ મર્ચન્ટ,જિગર જૈન
સંપાદન સહાય : માધવી શાહ
તસવીરો – કલરપેઈજઃ રાજેશ દોશી
ટેકનિકલ સહાય : અશોક મારડિયા

પ્રમુખ વિક્રેતા:
**બુકમાર્ક**
૨૦૨,પેલીકન હાઉસ,નટરાજ સિનેમા પાસે
જી.સી.સી.આઈ કમ્પાઉન્ડ,
આશ્રમ રોડ,અમદાવાદ–૩૮૦૦૦૯
ફોન : **079-26580365 / 26583787**

સહ વિક્રેતા:
**રાજેશ બુક સ્ટોર**
લોધાવાડ ચોક,
પોલીસ ચોકી સામે,રાજકોટ ૩૬૦૦૦૨
ફોન : **0281-2233518 / 99241 33518-19**

પ્રકાશક:
ન્યુઝવાલા મિડિયા
સી/૫,બ્લોક નં.૧૧,વિતરાગ સોસાયટી
રૈયા રોડ,રાજકોટ-૩૬૦૦૦૫
**ફોન : 098253 85652**
**097691 63235**
e કોન્ટેકટ : **newswalamedia@yahoo.com**
**nareshshah01@gmail.com**
for more
visit us
**www.newswalamedia.com**



# અર્પણ



રીટા દોશીએ

જેમને ખુશી આપી,
જેમનાં આસું લૂછયાં,
જેમની પીડા ઓછી કરી,
જેમને સ્નેહ આપ્યો,
જેમની કાળજી લીધી,
જેમની ચિંતા કરી,
જેમનું જતન કર્યું,
જેમની સેવા કરી,

એ તમામને

# ઉપોદ્ઘાત

જીવ એટલે સજીવોમાં રહેલું ચેતન તત્ત્વ. આત્મા.

જે જીવને નથી જાણતો, અજીવને નથી જાણતો, જીવાજીવને નથી જાણતો, તે સાંસારિક સુખને કેવી રીતે જાણી શકે ?

જીવ દરેક સજીવોમાં ચૈતન્યની દ્દષ્ટિએ એક સમાન છે પરંતુ આત્મશુદ્ધિ સૌમાં એક સરખી નથી જોવા મળતી, એટલાં માટે જીવોના, સિદ્ધ જીવ અને સંસારી જીવ એમ આધ્યાત્મિક રીતે બે ભાગ પાડવામાં આવ્યા છે.

આ પુસ્તકમાં મારા 'જીવ' વિશે વાત કરવી છે...,

હું ખરે તું ખરો, હું વિના તું નહીં

હું રે હોઈશ નહીં, લગી તું રે હશે

હું જતે તું ગયો અનિર્વાચી રહ્યો

હું વિના તું તને કોણ કહેશે ?

શ્રી નરસિંહ મહેતાની શ્રી કૃષ્ણ પરમાત્મા સાથેની આત્મીયતાની પારમિતા દર્શાવતા આ શબ્દો મને અત્યારે મારા 'જીવ' માટે  યથાર્થ લાગે છે. મને સ્પષ્ટ કરવા દો કે, મારો 'જીવ' એટલે આદિકાળથી દેવો, દાનવો, ગંધર્વો કે સાંપ્રત સમયના પુરુષો જેને અર્ધાગંના કહેતા આવ્યા છે તે... પણ મારો જીવ તો છે પૂર્ણાગંના અને એ જ મારું તેના માટેનું કાયમી સંબોધન, વિશેષણ, મનોભાવ અથવા પ્રેમ, જે કહો તે. ભૂતકાળમાં કદાચ, ક્યારેય કોઈએ પોતાની પત્નીને આવું સંબોધન નહીં જ કર્યું હોય કારણ કે, એ માત્ર સંબોધન નથી. એ મારા મનોવિશ્વ, ભાવજગત અને અંતઃકરણનો બોધસંબંધ છે. એ મારાં મન, બુદ્ધિ, ચિત્ત અને અહંકાર જેના સાન્નિધ્ય અને સાયુજ્યમાં સમર્પિત છે,

એ જીવ વિશેષ, મારી 'રીટુડી', મારી પત્ની, મારું સમ અને પૂર્ણ અંગ, મારી પૂર્ણાંગિની... રીટા !

જેને જન્મ, મૃત્યુ, શોક, ભય વગેરે જેવું કંઈ નહોતું એટલે જીવનના પડાવ પર એ સંસારમાં હોવા છતાં સિદ્ધજીવ પુરવાર થાય છે. જે જીવ 'રીટા' નામના દેહનો ત્યાગ કરીને દેવગતિ પામ્યો અને જીવાત્મામાંથી નિત્ય શુદ્ધબુદ્ધ મુક્ત આત્માતત્ત્વ થયો. કોઈ અતિશયોક્તિ વગર કહું તો મેં હમેંશા અનુભવ્યું છે કે, રીટા એટલે સ્નેહ, સમર્પણ, સહનશીલતા, ત્યાગ અને બલિદાનની મૂર્તિ હતી. કુટુંબ પરિવારની સેવાને એ તેનો પ્રથમ ધર્મ હતો અને પરિવાર, મિત્રો કે આસપાસના સમાજના લોકો માટે ધૂપસળીની જેમ પોતાને બાળીને સુવાસ ફેલાવવી અને તેનું ગૌરવ હોવું, એ તેનું જીવન હતું. રીટા એટલે એવું વ્યકિતત્વ, જે સમસ્યા, સ્મશાન, શિખર અને સિંહાસન પર બેઠેલી અલૌકિક સ્ત્રી ! શક્તિ, સંપત્તિ અને સદ્બુદ્ધિની સ્વામિની. પ્રેમ, વ્યવહાર અને લાગણીઓનો સમન્વય એટલે રીટા.

પરમારથને પંથ, પંડનું પોત પીગળી જાતું,
કોઈ આંખમાં આથમતું આસું એને વંચાતું
વાયુ થઈને... શ્વાસે શ્વાસે રોજ વિહરતા લાગે
સાહિબ જગને ખાતર જાગે...(નીતિન વડગામા)

અધિકારોની તો જાણે તેને પરવા નહોતી, ફરજો ઉત્તમ રીતે કેમ બજાવવી, એ જ લક્ષ!

એનો સમય, શકિત, શબ્દો અને સાથ પરિવાર અને સંતાનોને એ હદે સમર્પિત હતો કે આજે પણ ઘરની દરેક સ્થૂળ વસ્તુઓ દેખાય છે ત્યારે તેના શબ્દો એમાં પડઘાય છે... ઘરના ખૂણે ખૂણે પોતાનો જીવ રેડીને ઘર અને વાડીની સંભાળ રાખતી રીટા વતી આજે આખું ઘર બોલે છે !!! સામાજિક અને શૈક્ષણિક ક્ષેત્રે સંતાનોને સૂઝ પ્રમાણે સંસ્કાર–ચિંતન કરાવવાની તેની આવડત 'નારી તું નારાયણી'નું દૃષ્ટાંત હતું. પોતાનું ગૌરવ તથા આત્મસન્માન ટકાવી રાખીને ઉચ્ચ સંસ્કારિતા સાથે પ્રેરણારૂપ જીવન તેણે જીવ્યું છે.

ખરેખર તો માર્ચ, ૧૯૮૨ એ પ્રથમ સંમોહક હાસ્ય અને વિખરાયેલા વાળની લટથી શરૂ થયેલી 'જીવ' સાથેની યાત્રા નવેમ્બર, ૧૯૮૫માં પરિણયોત્સવમાં ફેરવાઈ ગઈ. વચ્ચેના સમયમાં



લાગણીસભર લખાયેલા પત્રોની આવનજાવન રહી. એ હેતાળ શાબ્દિક સફર દરમિયાન અક્ષરો સારા કરવા, સરનામું સરખું કરવું અને સ્વાસ્થ્યનું ધ્યાન રાખવું, એ બધું સામાન્ય લખાણ !!

રીટાની મોટીબહેન અને મારાં મોટાંભાભીની અણધારી વિદાયથી ઘેરાયેલાં ઉદાસીનતાનાં વાદળો વચ્ચે ૨૦ × ૪૦ અને ૨૪ × ૪૮ના યુવક અને યુવતી, ખાસ કોઈ ઉમંગના અભાવ સાથે ૨૯ નવેમ્બર,૧૯૮૫ના રોજ લગ્નગ્રંથિથી જોડાયા. ૨૪ વરસ અને ૪૮ કિલો વજનનો યુવક અને ૨૦ વરસ અને ૪૦ કિલો વજનની યુવતી ! ઉત્સાહ – ઉમંગનો માહોલ નહોતો છતાં પણ વિવાહસંસ્કાર વિધિ માટેની જરૂરિયાત પૂરતો વ્યાવહારિક ઉત્સાહ રાખી પ્રસંગ સમેટયો. બે એમ્બેસેડરકારમાં ૧૦ વ્યકિત માણાવદરથી બગસરા જાનસ્વરૂપે ગઈ હતી અને ૧૧ વ્યકિત પરત આવી હતી.

લગ્નના આગલા દિવસ સુધી હું વ્યસ્ત હતો. લગ્ન પછી પણ એ જ વ્યસ્તતા રહી પરંતુ ગણ્યા ગાઠયા દિવસોમાં રસોડા અને નાનકડી ખુશ્બૂની જવાબદારી રીટાએ એટલી સહજતાથી સંભાળી લીધી કે, તેના માટે જન્મેલી અનુભૂતિમાંથી રીટા માટે એક જ શબ્દ મારા હૃદયમાંથી નીકળી પડયો : પૂર્ણાંગિની... એટલે જ કહું છું કે મારો જીવ છે પૂર્ણાંગના. એ જ મારું કાયમનું સંબોધન, વિશેષણ, મનોભાવ અને પ્રેમ, કેમ કે એ માત્ર સંબોધન નથી. એ મારા મનોવિશ્વ, ભાવજગત અને અંતઃકરણનો બોધસંબંધ છે.

અમારા લગ્નના બે'ક વરસમાં રીટાને સારા દિવસોની જાણ થઈ. અમે બન્ને વ્યથિત થઈ ગયા કારણ કે, ખુશ્બૂ હજુ નાની હતી. અમારી વચ્ચે સ્નેહ સમજણનો દોર ગૂંથાયો કે, ખુશ્બૂ છ વરસની થઈ જાય ત્યાં સુધી બીજું બાળક ન જોઈએ ... અમે એ વાત પર પરસ્પર સહમત થઈને કોઈને પણ જાણ કર્યા વગર તબીબી સહાયથી એ બાળક ગુમાવ્યું !

૨૫ નવેમ્બર ૧૯૮૮ના પ્રથમ પ્રસૂતિ સમયે સ્ત્રીરોગ ચિકિત્સકે કહ્યું કે, રીટાને સિઝેરીયન કરવું પડશે પણ હું મક્કમ હતો કે રીટાને પૂર્ણ માતૃત્વનો અહેસાસ મળે ! મેં ચિકિત્સકને કહ્યું કે, જે થવું હોય તે થશે પણ કુદરતી પ્રસવ માટે આપણે રાહ જોઈશું. અશેળિયોની રાબ પિવડાવ્યાં પછી દોઢેક કલાકે એટલે કે બપોરના પોણા બે વાગ્યે રીટાની આકૃતિ સમી કૃતિનો જન્મ થયો. ૨૮ ફેબ્રુઆરી ૧૯૯૨એ કરિશ્માનો અને ૨૪ જુલાઈ ૧૯૯૫ના દિવસે ઉત્કર્ષનો જન્મ થતાં દોશી પરિવારમાં ત્રણ ભાઈઓ વચ્ચે ત્રણ દીકરી અને ત્રણ દીકરાનો સમન્વય થયો. દોશીપરિવારમાં છ બાળકો ખુશીની હેલી લઈને આવ્યાં.

૨૪ જુલાઈ ૧૯૯૫ના દિવસે કૌટુંબિક સંબંધ ધરાવતા જુનાગઢના ચિકિત્સક પાસે પ્રસૂતિ માટે દાખલ થયા ત્યારે ચિકિત્સક ડો. રાજેશ દોશીએ કહ્યું કે, બાળક આડું હોવાથી સિઝેરીયન કરવું પડશે. મેં ચિકિત્સકને કહ્યું કે હું ઓપરેશન થિયેટરમાં હાજર રહીશ, એ પછી જ સિઝેરીયન કરીશું. ચિકિત્સકે મારી વાત સ્વીકારી અને સિઝેરીયન શરૂ થયું. બાળક આડું જ હતું. એ વખતે હાજર રહેલા બાળકોના નિષ્ણાત ડોકટરના જણાવ્યા પ્રમાણે, ઉત્કર્ષને એક શારીરિક ખામી હતી. તાત્કાલિક રાજકોટ બાળરોગ સર્જનને ત્યાં દાખલ કરવા માટે હું જૂનાગઢથી રાજકોટ આવવા નીકળી ગયો. રીટાને સિઝેરીયન હોવાથી છ દિવસ સુધી જૂનાગઢનાં દવાખાનામાં રાખી અને ઉત્કર્ષને રાજકોટ

દવાખાને દાખલ કર્યો.

ઉત્કર્ષની આ શારિરીક ખામી માટે સર્જરી કર્યા પછી પણ ઉંમર સાથે સીધો સંબંધ હતો. ઉત્કર્ષ આઠ મહિનાનો થયો ત્યાં સુધીમાં છ સર્જરી થઈ. દોશી પરિવારના બધા જ સભ્યો એકાગ્રતાથી એમાં લાગેલા હતા. છેલ્લી મુખ્ય સર્જરી પૂર્ણ થઈ પછી રીટાની જવાબદારી ખૂબ વધી ગઈ. લગભગ પંદર વર્ષ સુધી એટલે કે ૧૯૯૫ થી ૨૦૧૧ સુધી માત્ર ને માત્ર ઉત્કર્ષની કાળજી લેવામાં તેણે કાઢયાં. આવી શારીરિક ખામી ધરાવતાં દર હજારમાંથી એકાદ બાળક સંપૂર્ણ ખામીમૂક્ત થતાં હોય છે. ઉત્કર્ષના નસીબમાં રીટા જેવી સમર્પિત મા હોવાથી ઉત્કર્ષ પણ સંપૂર્ણ ખામીમૂક્ત થઈ શકયો!



આ પંદર વર્ષ દરમિયાન છાશવારે ડોકટરોની મુલાકાતો, દેવી દેવતાઓની માનતાઓ કરવામાં રીટાએ તથા બન્ને મોટી મમ્મીએ કંઈ જ બાકી નહોતું રાખ્યું. ઉત્કર્ષની શારીરિક ખામી એવી હતી કોઈ સ્કૂલમાં તેને એડમિશન મળે એવી શકયતા નહોતી. સામાન્ય રીતે આવી ખામી ધરાવતાં બાળકો મોટાભાગે શિક્ષણ મેળવી શકતાં નથી. ઉત્કર્ષ માટે રીટાની અદમ્ય ઈચ્છાથી માણાવદરમાં અંગ્રેજી માધ્યમની શૈશવ પ્રાયમરી સ્કૂલ ૨૦૦૦ની સાલમાં શરૂ કરી, જેમાં પ્રથમ વર્ષે ૧૨૦ બાળકો ઉત્કર્ષની સાથે અભ્યાસ કરતાં. ધોરણ ૧૦ સુધીનું શિક્ષણ ઉત્કર્ષે કોઈપણ પ્રકારના ભેદભાવ વિના બધાં બાળકોની જેમ શૈશવમાં પૂર્ણ કર્યું. ઉત્કર્ષે હોમવર્ક ન કર્યું હોય તો રીટા મા તરીકે સ્કૂલના આચાર્ય ઉપર માફીપત્ર લખીને મોકલતી અને ઉત્કર્ષ સ્કૂલે મોડો પહોંચે તો અમુક પિરીયડ સુધી સજાના ભાગ રૂપે કલાસની બહાર ઊભા રહેવાનું પણ બનતું. ધોરણ ૧૦ પછી



નવજાત ઉત્કર્ષ દોશી
સાથે રીટાબહેન

ઉત્કર્ષને રાજકોટની સ્કૂલમાં દાખલ કર્યો પરંતુ શૈશવ સ્કૂલ ૨૦૨૦ સુધી ચાલુ રાખવામાં આવી અને તેનું સંચાલન વીસ વર્ષ સુધી રીટાએ કર્યું આ સ્કૂલ ચલાવવા માટે દર વર્ષે દોશીપરિવાર તરફથી દશથી બાર લાખ રૂપિયા ખર્ચવામાં આવતા કારણ કે એ સ્કૂલમાં લગભગ ચાલીસ ટકાથી વધારે બાળકો ફી માફી સાથે અભ્યાસ કરતાં હતાં. ૨૦૦૦ થી ૨૦૧૦ સુધી રીટા અને ઉત્કર્ષ અને અમારા બન્નેનાં માતુશ્રી માણાવદર રહેતાં અને હું શાપર ફેકટરીથી માણાવદર અપડાઉન કરતો.

સ્કૂલના સંચાલન દરમિયાન શૈક્ષણિક કાર્ય માટે જરૂરી કાર્યાલયનાં કામો એકદમ રૂઆબથી ફોન પર જ પતાવતી. સ્કૂલમાં અભ્યાસ કરતાં બાળકોને તેમના વાલી કહેતાં કે, લેસન કરી લે નહીતર રીટાભાભીને કહેવું પડશે... રીટાનું નામ સાંભળતાં જ બાળકો ડાહ્યા થઈને લેસન કરી લેતાં. રીટાએ કયારેય કોઈ બાળક પર ગુસ્સો નહોતો કર્યો તો પણ સ્કૂલમાં તેનો મરતબો જોઈને બધાં જ બાળકો અને શિક્ષકો રીટાથી ડરતાં. શિક્ષકોને સારા શિક્ષણ માટે ઘણી વખત ઝાટકી નાખતી. સ્કૂલમાં પાંચસો બાળકો અભ્યાસ કરતાં અને બધાં જ બાળકો રીટાને 'રીટાભાભી' કહીને જ સંબોધતાં ત્યારે રીટા પણ હસીને કહેતી કે, મારે કેટલાં બધાં દિયર અને નણંદ છે !




મેં હંમેશા જોયું કે રીટા,નીતાભાભી અને દેવયાનીભાભી... ત્રણેય વચ્ચે સગી બહેનો કરતાં પણ વધુ મનમેળ અને લાગણીભર્યા સંબંધો. ત્રણેય એકબીજાની સંભાળ લે, એકબીજાના હાથમાંથી ઘરકામ લઈ લેવાના સતત પ્રયત્નો થાય. શારીરિક અસ્વસ્થતા વખતે



શૈશવ સ્કૂલમાં કાર્યરત
મેનેજીંગ ટ્રસ્ટી
રીટાબહેન દોશી

એકબીજાને ફરજપૂર્વક આરામ કરાવે. ત્રણેય દેવીઓ વચ્ચેનો સમન્વય એટલો બધો સરસ કે શોપિંગ હોય કે પ્રવાસ, જવાનું સાથે જ.

મોટી બન્ને ભાભી કરતાં રીટા પહેરવા ઓઢવાની, સ્ત્રીસહજ શ્રૃંગાર કરવાની, સાડી અને ડ્રેસીસ સાથે મેચિંગ ચપ્પલ, બંગડી, આભૂષણો પહેરવાની અને પરફયુમ્સની અત્યંત શોખીન હોવાથી મને પણ કલરફૂલ કપડાં પહેરતો કરી દીધો હતો. બને ત્યાં સુધી અમે બન્ને એકસરખા રંગના મેચિંગ કપડાં જ પહેરતાં અને પ્રસંગોમાં મેચિંગ કપડાં સાથે જ જતાં તેથી ઘણી વાર ટિપ્પણી સાંભળવા મળતી કે, જૂઓ, પ્રેમી યુગલ આવ્યું. અમારા દામ્પત્યને જોઈને ઘણા લોકો ખૂબ ખુશ થતા અને અમુક લોકો ઈર્ષા પણ કરતા.

રસોઈ કરવામાં પ્રવીણતાની સાથે મોટી ઉંમરની મહિલાઓ, નાનાં બાળકો તથા પોતાનાં સંતાનોના સખા સખીઓની સતત કાળજી રાખવાનો ઉમળકો, એ રીટાનો સૌથી મોટો ગુણ. એકદમ ભોજનના સમયે ફોન કરીને જણાવું કે આઠ વ્યક્તિઓ મારી સાથે ભોજન લેવા આવે છે તો સામેથી હસતાં મોઢે જવાબ આવે કે, વીસ મિનિટ પછી આવો... અને ખૂબ જ સુંદર સ્વાદિષ્ટ જમવાનું આગ્રહ કરીને જમાડે. અત્યાર સુધીના લગ્નજીવનમાં આવી ઘટનાઓ અસંખ્ય વખત બની હશે પરંતુ રીટાની રસોઈના સ્વાદમાં કે જમાડવાના આગ્રહમાં લેશમાત્ર ઓછપ વર્તાઈ નથી.

ત્રણ ભાઈઓ વચ્ચે છ બાળકો અને બધાના જીવનસાથી એમ મળીને કુલ બાર બાળકો અને ચાર ભાણેજ, કોઈપણ બાળકના સખા જમવાના સમયે ઘેર આવ્યા હોય કે બહારથી કોઈ અતિથિ આવ્યા હોય તો ગમે તેમ કરીને ભોજન કરાવ્યાં વગર કોઈને પણ જવા ન દેવાની દોશીપરિવારની પરંપરાને સતત આદરપૂર્વક જાળવી રાખનારી રીટા અને બન્ને મોટાં ભાભીઓ નીતા અને દેવયાની.


શૈશવ સ્કૂલની ઓફિસમાં
રીટાબહેન દોશી



સયુકત પરિવારનો અનુશાસન સાથેનો આનંદ માત્ર એકબીજા પ્રત્યેની ત્યાગભાવના હોય તો જ મળી રહે, જે દોશી પરિવારમાં હંમેશા જોવા મળે છે !

આ બધી વ્યસ્તતા વચ્ચે ૪ સપ્ટેમ્બર,૨૦૦૨ના શરૂ થતા પર્યુષણ પર્વ નિમિત્તે રીટાએ માત્ર ઉકાળેલું પાણી પીને ઉપવાસ કર્યો પણ પછી અત્યંત ધાર્મિક શ્રદ્ધા ધરાવતી રીટાને અઠ્ઠાઈ કરવાના ભાવ થયા અને જૈન વિધિ મુજબ, સતત નવ ઉપવાસ માત્ર ઉકાળેલું પાણી પીને કર્યા અને પછી જૈન ધર્મના સંતોના હાથે ઉપવાસનાં પારણાં પણ કર્યાં.

૨૦૦૩માં મારા એક મિત્ર વિરમભાઈ ભાટુના આમંત્રણને માન આપીને રીટા તથા અમારા ભાગીદારનાં ધર્મપત્ની શ્રીમતિ સગુણાબહેન સાથે ભાગવત સપ્તાહના સ્થળે ગયાં. ભાગવત સપ્તાહ ગિરનારની પાછળ આવેલી તેમની વાડીમાં હતી, સપ્તાહનું શ્રવણ કરી સાંજે ઘરે પરત ફર્યા અને હું ય શાપરથી માણાવદર ઘરે પહોંચ્યો કે તરત રીટાએ કહ્યું : રાજભા, આપણે આવી વાડી હોય તો બહુ મજા આવે... આ શબ્દો મારા કાનમાં અંકિત થઈ ગયા અને ૨૦૦૬માં એ જ વાડીની સામે ૬૦ એકરમાં પથરાયેલી વાડી લેવાનું નક્કી કર્યું અને રીટાને ખુશીના સમાચાર આપ્યા.

લગભગ ૧૯૮૧ થી ૨૦૦૬ સુધી સતત રોજના અઢાર કલાક ધંધામાં કાર્યરત રહેવાની આદત અને જરૂરિયાતના લીધે જન્મદિવસ કે વર્ષગાંઠ ઉજવવાનું તો ભાગ્યે જ બન્યું છે પણ અમારા દામ્પત્યજીવનમાં ખુશીનો માહોલ લેશમાત્ર પણ ઓછો નહોતો થયો, તેનું કારણ માત્ર ને માત્ર મારી રીટુડીની સમજણશક્તિ અને ત્યાગની ભાવના જ જવાબદાર છે ! જીવતા હોવું અને જીવંત હોવું, એ વાતનો ભેદ મને સમજાયો કે, હું માત્ર જીવતો નથી, જીવવંત છું. મારો જીવ સતત મારી સાથે છે અને તેથી જ ૨૦૦૬ પછી જે વિચાર સ્ફૂર્યો, તેનું આચરણ શરૂ કર્યું. જીવ સાથે જ જીવવાનું નક્કી કર્યું એ પછી કોઈપણ પ્રસંગ હોય કે ધંધાના કામે જર્મની, ઈટાલી, તાઈવાન, જોર્ડન કે તુર્કી જવાનું હોય, રીટુડી મારી સાથે જ હોય. નાનકડી ખુશ્બૂની જવાબદારીથી શરૂ થયેલી મારા જીવની જીવનયાત્રામાં ઘર, રસોડું, અતિથિ, સંતાન, પરિવાર, શૈશવસ્કૂલ, રીટાની વાડી, ચંદ્રશ્રુતિ વૃદ્ધાશ્રમ એમ એક પછી એક મુકામ આવતા રહયા અને જીવ બધે જ ફેલાતો ગયો, વ્યાપ્ત થતો ગયો !

આવી ઘટનાને આ મુકામથી જોવાની કોશિશ કરું છું ત્યારે સમજાય છે કે આ જીવનું વિસ્તરણ કયારે, કેવું અને કેટલું થયું... એ મને કદાચ, જે તે સમયે આટલું સમજાયું નહોતું. ૨૦૦૬ પછી ૨૦૨૨ સુધી રીટાએ જે કોઈ ઈચ્છા વ્યકત કરી એ તમામ ઈચ્છાઓની પૂર્તિ કરવાનો સંતોષ મારી હવે પછીની જિંદગીનું ભાથું અને યાદગીરી બની રહ્યું છે...

૨૦૦૬માં વાડી લેવાથી માંડીને તેને મનોરમ્ય બનાવવાનું સ્વપ્ન પણ તેનું જ, જાગૃતિ પણ તેની અને પ્રવૃત્તિ પણ તેની જ. ઊંડી સૂઝ અને આગવા લાવણ્યથી જૂજન તોરણ, ચાકળા, ઢોલિયા, ગાદલાં વગેરેથી વાડીને એવી ગોકુળ સરીખી કે આવનારાના હોઠ પર શબ્દો આવી જાય કે, થા મોંઘેરો મે'માન, તને સ્વર્ગ ભૂલાવું શામળા !

વાડીમાં તેની મદદગાર જયોત્સ્ના નામની દીકરી. એને રોટલા અને ખીચડી જ આવડે પણ રીટુડી અન્નપૂર્ણાસ્વરૂપ. પોતાની કૂનેહથી સંપૂર્ણ ગુજરાતી રસોઈ શીખવાડી દીધી અને સાથે સાથે

દોશીપરિવારના તમામ સભ્યોની ભોજનરુચિથી વાકેફ કરી દીધી. અત્યારે જ્યોત્સ્નાએ બનાવેલી, રીટાએ શીખવેલી રસોઈ સગાં–સ્નેહી જમે છે, એ બધા આંગળા ચાટે છે. રીટાને ઝૂલાનો ભારે શોખ હોવાથી રીટાની વાડીમાં અલગ અલગ પ્રકારના ૧૨ ઝૂલા મૂકવામાં આવ્યા.

વ્યસ્તતાનાં વરસોમાં જન્મદિવસો અને લગ્નની વર્ષગાંઠની બાકી રહી ગયેલી બધી જ કસર પૂરી કરી દેવી હોય તેમ અમારાં બધાં બાળકોએ ભેગાં થઈને અમારી ૨૫મી વર્ષગાંઠ એકદમ ધામધૂમથી ઊજવીને પૂરી કરી. ૨૯ નવેમ્બર, ૨૦૧૦ની સાંજે સાડા ચાર વાગ્યા સુધી મને કે રીટાને લેશમાત્ર પણ અંદેશો નહોતો કે ૨૫મી વર્ષગાંઠ ઉજવવાનું આયોજન થઈ ચૂક્યું છે. ૧૯૮૩થી ૧૯૮૭ સુધીમાં અમારી વચ્ચે આપ–લે થયેલા પત્રો બાળકોએ ચોરીછૂપીથી લઈ અને ૨૫મી વર્ષગાંઠ માટે સજાવેલા મંડપ વચ્ચે જાહેર કર્યા. એ સાંજે સાડા ચાર વાગે રીટાના શ્રુંગાર માટે બેત્રણ બ્યુટીશિયન ઘેર આવી ત્યારે જ અમને ખબર પડી કે ૨૫મી વર્ષગાંઠની ઉજવણી કરવાની છે. શું કરવાનું છે ? કેવું આયોજન છે ? કશી જ ખબર અમારા બન્નેમાંથી કોઈને નહોતી. ૧૯૮૫ના અમારા વિવાહમાં જે સાદગી અને પીડાનો આછો ઘસરકો હતો, એ વખતના તમામ ઉત્સાહ, ઉમંગ, ઉલ્લાસની ઊણપની પૂર્તતા બાળકો અને વડીલોને કારણે ૨૦૧૦માં પૂર્ણ થઈ.

સરસ મજાની કંકોત્રી સગાંસંબંધીઓને મોકલાઈ હતી. આમંત્રિતોને હાર્દિક તેડાં માટે પરિવારના વડીલો તરફથી વારંવાર આગ્રહ પણ થયો. રાજકોટના એક પાર્ટીપ્લોટમાં હસ્તમેળાપ અને ચોરીના ચાર ફેરા માટે અમારા મનગમતાં લાલ રંગથી સુશોભન કરવામાં આવ્યું હતું. હજુ બાળકોએ કરેલી તૈયારીનો પૂરેપૂરો અમને ખ્યાલ આવ્યો નહોતો. લગભગ સાત વાગે શણગારેલી લાલ કલરની એક એન્ટીક કાર અમને લેવા આવી અને અમને બન્નેને એ સુશોભિત કાર લગ્નના સ્થળ પર લઈ ગઈ.

પાર્ટીપ્લોટમાં પગ મૂકતાંની સાથે બાળકોએ કરેલા આયોજનને જોઈને અમારા બન્નેની આંખમાં હર્ષનાં આસું આવી ગયાં. અમારા બન્નેના બાળપણના મિત્રો સહિત તમામ સગાંવહાલાંઓને આમંત્રિત કરવામાં આવ્યાં હતાં. એ બધાંએ અમને વધાવ્યાં. ખૂબીની વાત એ હતી કે, બાળકોએ આમંત્રણ આપતી વખતે રૂબરૂ જઈને કહેલું કે – મને કે રીટાને આ ઉજવણીની જાણ બિલકુલ ન થવી જોઈએ અને બન્યું પણ એવું જ. બાળકોએ વિધિપૂર્વક અમારાં લગ્ન કરાવ્યાં અને પછી નવપરિણીત યુગલની જેમ શહેરની સારામાં સારી હોટેલમાં મધુરજની માટે મોકલી આપ્યાં. આ લગ્ન પ્રસંગે મારા બન્ને મોટાભાઈઓએ અમને સ્કોડા સુપર્બ કારની ભેટ આપી. એ જ સ્કોડા કાર હંકારીને અમે બન્ને હોટેલ પર ગયા. મારી પૂર્ણાંગિનીના ચહેરા પર એવો આનંદ હતો કે ,જાણે બધી જ જવાબદારી નિભાવી તેનું ફળ મળી ગયું !

૩૦ ઓગસ્ટ ૨૦૧૪ની સંવત્સરીના દિવસે રાજકોટની નજીક આવેલા નાગેશ્વર મંદિરે દર્શન કરવા હું, રીટા અને પાડોશી મહેન્દ્રભાઈ તથા તેમનાં ધર્મપત્ની ગયેલાં. પાછાં ફરતી વખતે રોડની બાજુએ ગણેશની મૂર્તિઓ જોઈને રીટાએ મને અને મહેન્દ્રભાઈને કહ્યું કે, રાજભા, હાલો આપણે પણ ગણેશ લઈએ !

મહેન્દ્રભાઈએ યાદ કરાવ્યું કે આવતીકાલે જ સ્થાપના કરવાની થાય અને અત્યારે રાતના અગિયાર વાગ્યા છે. થોડી વાર માટે બધા શાંત થઈ ગયા પણ રીટાને ગણેશ લેવાની ઈચ્છા હતી એટલે મેં કહ્યું, આપણે કાલે સ્થાપના કરીશું !

ઘરે પહોંચીને મોટાભાઈ અને ભાભીને વાત કરી. સંમતિ લઈ મંડપસર્વિસ વાળાને ફોન કરી કહ્યું કે આવતી કાલે સવારે અગિયાર વાગ્યે ગણેશસ્થાપન કરવું છે તો સરસ મંડપ કરાવી આપો. મંડપસર્વિસવાળા મુન્નાભાઈએ પણ અત્યંત ઉત્સાહથી કહ્યું કે, થઈ જશે. રાત્રે બાર વાગ્યે માટીની ગણેશની મૂર્તિ પસંદ કરવા રીટા અને ભાભીને લઈને હું નીકળ્યો. બન્નેએ મૂર્તિ પસંદ કરી. બીજા દિવસે અતિ ઉલ્લાસ અને રાસ ગરબાની રંગત સાથે ગણેશની સ્થાપના કરી. જેનું નામ દોશીપરિવારે રાખ્યું : પંચવટી કા રાજા. નાનપણથી શિવની ઉપાસક રીટાને શિવજીના પુત્ર ગણેશમાં પણ અપાર શ્રદ્ધા હતી. અગિયાર દિવસના ગણેશ ઉત્સવમાં જ રીટાએ ખુશ્બૂના સારા દિવસો માટે માનતા માની કે ખુશ્બૂના સારા દિવસના સમાચાર મળશે તો હું લાગલગાટ ૧૧ વર્ષ સુધી ગણેશ સ્થાપના કરીશ ! એ માનતા ફળી અને ખુશ્બૂએ ઓગસ્ટ ૨૦૧૫માં દોશીપરિવારને સારા સમાચાર આપ્યા તો સાથે સાથે કૃતિએ પણ એટલા જ સરસ સમાચાર, એ જ અરસામાં આપ્યા એટલે રીટાએ કરેલી પ્રતિજ્ઞા મુજબ દર વર્ષે અગિયાર દિવસ ગણેશ–ઉત્સવ પંચવટી સોસાયટીમાં ઉજવવાનું શરૂ થયું. આ ગણેશ–ઉત્સવ દરમિયાન રીટાની ઈચ્છા મુજબ દરરોજ શુદ્ધ ઘીના લાડુ પ્રસાદમાં અપાય છે.

ગણેશમહોત્સવ વખતે દોશી દંપતી



૨૦૧૬માં રીટાએ જીદ કરી કે માનસરોવર જવું જ છે. માનસરોવર દરિયાઈ સપાટીથી ૬૬૦૦ મિટરની ઊંચાઈએ હોવાથી હવા ખૂબ પાતળી થઈ જાય અને શ્વાસ લેવામાં તકલીફ પડી શકે તેથી મારી બિલકુલ ઈચ્છા ન હોવા છતાં પણ રીટાની શિવજી પ્રત્યેની અપાર શ્રદ્ધાએ મને પિગળાવી દીધો અને ૩૧ મે ૨૦૧૬ના રોજ હું, રીટા, મોટાભાભી, જયુ, અનુપ, હેમંત, અશોક પરમાર અને જ્યોતિ પરમારે માનસરોવર માટે યશવંતભાઈ ગોસ્વામી સાથે પ્રયાણ કર્યું. રીટાની અપાર શ્રદ્ધાને કારણે જ માનસરોવરથી પરત આવતાં સુધીમાં કોઈને પણ કંઈ તકલીફ ન થઈ. સુખરૂપે બધાં ઘરે આવી ગયાં.

૨૦૧૭ની શરૂઆતમાં, દર અઠવાડિયે ગિરનારની ગોદમાં આવેલી 'રીટાની વાડી'એ જનારાં મારાં મિત્રદંપતીઓની હાજરીમાં રીટાએ પ્રસ્તાવ મૂકયો કે આપણે બાર જ્યોતિર્લિંગના દર્શન સાથે જ

કરવા છે ત્યારે મેં કહ્યું કે, મને મંદિરના પ્રવાસમાં નહીં મજા આવે... તરત રીટા બોલી કે મારા શિવજી તમને મારી પાછળ પાછળ લઈ જ આવશે અને બન્યું પણ એવું જ. ૨૦૧૯ના અંત સુધીમાં અમે પાંચ મિત્રદંપતી સાથે અગિયાર જ્યોતિર્લિંગ સોમનાથ, નાગેશ્વર, ભીમાશંકર, ત્રંબકેશ્વર, ઘૃશ્મેશ્વર, બૈદ્યનાથ, મહાકાલેશ્વર, ઓમકારેશ્વર, કાશી વિશ્વનાથ, રામેશ્વરમ, મલ્લિકાઅર્જુનના દર્શન કર્યા.

૧૨ ઓકટોબર ૨૦૨૧ના દિવસે ૧૨મા જ્યોતિર્લિંગ કેદારનાથનાં દર્શને જવા હું અને રીટા મિત્રદંપતીઓ સાથે રવાના થયા. સુખરૂપ ગંગોત્રી, યમનોત્રી અને કેદારનાથનાં દર્શન પૂર્ણ થયા બાદ વાતાવરણમાં અચાનક પલટો આવતાં હેલિકોપ્ટરસેવા રદ થઈ ગઈ. અમારી સાથેના છ લોકો કેદારનાથમાં ઉપર ફસાઈ ગયા. લગભગ ૭૨ કલાક પછી વાતાવરણ સારું થતાં હેલિકોપ્ટરસેવા પુનઃ સ્થાપિત થઈ ગઈ અને ફસાયેલાં લોકો ફરી અમારી સાથે જોડાયા. એ પછી આગળનો બદ્રીનાથ જવાનો પ્રવાસ રદ કરીને અમે ઘર તરફ પ્રયાણ કર્યું અને ૨૨ ઓકટોબરે પરત આવ્યા.






ગિરનાર, જૂનાગઢના રોપ વેમાં રાજભા સાથે

૨૪ ઓક્ટોબર, ૨૦૨૦ના દિવસે ગિરનાર દર્શન માટે રોપ—વેનો આરંભ થયો ત્યાર બાદ રીટાની અપ્રતિમ ઈચ્છા મુજબ, ગિરનાર ઉપર આવેલી ધર્મશાળા અને જૈન દેરાસરમાં પરિવાર તેમજ મિત્રો સાથે રાત્રિરોકાણ કરવા અમે રોપ—વેમાં જતા. ત્રણેક વખત તો ખાસ બપોરનું ભોજન અંબાજી ટૂક પર લેવા માટે પણ ગયેલા. મહાદેવમાં અપાર આસ્થા ધરાવતી રીટાને ગિરનારજી પ્રત્યે અલગ જ લગાવ હતો. કારતક સુદ અગિયારસે શરૂ થતી ગિરનારજીની પરિક્રમાના સ્થળે રાત્રિ રોકાણ કરવાની રીટાની ઈચ્છા હોવાથી નવેમ્બર, ૨૦૨૦ની પરિક્રમા વખતે મારા જૂનાગઢના મિત્ર મુકેશભાઈ મહેતા પરિક્રમાથર્ઝ્યઓને લીંબુ શરબત પિવડાવવાનો કેમ્પ ચલાવતા, એ જ સ્થળે ખાસ ટેન્ટ તથા ટોઈલેટ—બ્લોકની વ્યવસ્થા કરાવીને હું, રીટા તેમજ મારા મિત્રદંપતી ભીખુભાઈ અને સરલાબહેન બે રાત ત્યાં રોકાયા હતા. એ દરમિયાન ગોદડિયાબાપુની જગ્યામાં એક હવનમાં પણ અમે બધાએ પૂજાવિધિ પણ કરી હતી.

૨ ફેબ્રુઆરી ૨૦૨૨. હું અને રીટા મિત્રદંપતી સાથે રાજસ્થાનમાં આવેલા જૈન તીર્થસ્થાન જીરાવાલા રીસોર્ટ અને પાવાપુરી ગયા. પાવાપુરીમાં પાર્શ્વનાથ ભગવાનની પૂજા કરવાની રીટાની ઈચ્છા તેના ચહેરા પર વંચાતી હતી તેથી મેં પણ કોરાં કપડાં પહેરી રીટાની સાથે પાર્શ્વનાથ ભગવાનની મૂર્તિમાં જમણાં અને ડાબાં અંગોએ તથા મસ્તક, કપાળ, કંઠ, હૃદય અને નાભિએ ચંદન લગાવી જિનપૂજા કરી ત્યારે રીટાની ખુશીનો પાર નહોતો. પાંચ દિવસની જૈન તીર્થધામની યાત્રા પૂર્ણ કરી પરત ફર્યા અને...

મારા જીવની, રીટુડીની આ દરેક વખતે હેમખેમ પરત આવવાની ઘટના હવે મારા માટે આદત બની ગઈ હતી. એની ઈચ્છાઓ મને કહેતી વખતે તેનો પહેલો શબ્દ હોય : રાજભા. હજુ પણ અનંતમાં પડઘાતો તેનો એ પહેલો શબ્દ કાનમાં ગૂંજે છે.

**એ રાજભા, હાલો ને ચા ઠરીને ઠીકરા જેવી થઈ જશે.**

**એ રાજભા, શ્વેતુડાને ફોન કરો, વાટીદાળનાં ભજીયાં ખાવા..**

**એ રાજભા, સાંજે શું જમશો?**

**એ રાજભા, હાલોને કયાંક બહાર ફરવા જઈએ...**

**રાજભા, ગણેશસ્થાપના કરીએ?**

**રાજભા, આપણી પણ વાડી હોય તો?**

**રાજભા, બારેય જયોતિર્લિંગના દર્શને જઈએ તો?**

**રાજભા, રાજભા, રાજભા...**

૧૦ એપ્રિલ ૨૦૨૨ની સાંજે ફેક્ટરી પરથી ઘરે પહોંચ્યો તો રીટાએ કહ્યું કે, રાજભા, કિશોરભાઈ કહે છે કે તમારે આવી ગરમીમાં પંદરેક દિવસ મસુરી જેવા હિલ સ્ટેશન પર જતું રહેવું જોઈએ !

લગભગ ૨૮ માર્ચથી બદલાવેલી ભોજન પદ્ધતિથી રીટાની ગેસ્ટ્રીક મુશ્કેલીઓમાં ખૂબ જ ફાયદો હતો એટલે મારી ઈચ્છા મસુરી જવાની  બિલકુલ નહોતી. પરંતુ રીટાના અવાજમાં એની અપરંપાર ઈચ્છા દેખાતી હોવાથી મસુરી જવાનું ટાળી શક્યો નહીં. કહેવાય છે કે, અંતવેળાએ સિદ્ધ જીવ કર્મભૂમિ ત્યાગી દે છે અને મિત્રદંપતીઓ સહિત દશ લોકોની ૧૭ એપ્રિલ ૨૦૨૨ની દહેરાદૂનની ટિકિટ કઢાવી...

૩૦ વરસની ઉંમર એટલે કે યુવાનીના થનગનાટની વય. એ ઉંમરે ઉત્કર્ષની સાથે અમારાં બન્નેનાં માતુશ્રીઓની ખામી રહિત સારસંભાળ હસતાં મોઢે સ્વીકારીને રીટાએ તે જવાબદારી નિભાવી. ભાગ્યે જ કોઈને આવી પૂર્ણાંગિની મળે. દામ્પત્યજીવનનાં ૩૬ વરસ અને પાંચ મહિનાની સફર પૂર્ણ થઈ, એ સમયે જ જીવની દૈહિક વિદાય લીધી ત્યારે કોઈકે લખેલા આ શબ્દો મારા બની ગયા છે :

**એ જીવ ...**
**મેં ભૂલો કરી છે,**
**તે એને ભૂસીને સિદ્ધિ બનાવી છે...**
**હું ભૂલતો રહ્યો છું,**
**તે યાદ કરીને તવારીખ લખી છે...**
**મેં ગુના કર્યા છે,**
**તે ન્યાયાધીશ બન્યા વગર માફ કર્યો છે...**
**હું જૂઠું બોલ્યો છું,**
**તે એને સાચું માનવાનો દેખાવ કર્યો છે...**
**હું અવારનવાર ઉશ્કેરાઈ ગયો છું,**
**ત્યારે દર વખતે તે શાંતિનું પાણી છાટ્યું છે...**
**મેં તને મારી બનાવી છે,**
**તે બધું આપણું બનાવ્યું છે...**
**મેં ક્યારેક તારી ઉપેક્ષા કરી હશે,**
**તે મારા સ્વીકારની પ્રતીક્ષા કરી છે...**
**કોઈ પૂર્ણાંગિની ન કરી શકે,**
**એ બધું જ તે કર્યું છે...**
**બસ, આમ જતું ન રહેવાય જીવ !**

જીવ તું...
તું સામે નથી... તું પાસે પણ નથી...
– તો પણ તું જ દેખાય છે...
તારો સ્પર્શ અનુભવાય છે,
તારો રણકો 'રાજભા' કાનમાં ગૂંજે છે
ઊગતા પ્રભાતે કે આથમતી સાંજે ટમટમતા તારાઓથી
આચ્છાદિત ખુલ્લા આકાશમાં કે વાદળીઓથી ઘેરાયેલા ઊંડા
ગગનમાં તારી પ્રીતનો રંગ, સંગ, પ્રકાશ, ભીનાશ અને
તારી અધૂરપ વર્તાય છે...
તારી પ્રીતનો રંગ છલકાય છે
જ્યાં જ્યાં નજર મ્હારી ઠરે યાદી ભરી ત્યાં આપની,
આંસુમહીં એ આંખથી યાદી ઝરે છે આપની !
એ જીવ,સ્નેહની ઓછપ રહી કે તું સદેહે ના રહી,
કે પછી સ્નેહાળ દામ્પત્યની મહાદેવને ઈર્ષા થઈ...
તને મહાદેવનો સાક્ષાત્કાર થયો છે તો
મારો દોષ તો પૂછી લેજે.

❒ રાજેશ દોશી(રાજભા)
૧૨.૦૭.૨૦૨૨





તારા વિના સૂરજ તો ઊગ્યો
પણ આકાશ આથમી ગયું.
તારા વિના ફૂલ તો ખીલ્યાં
પણ આંખો કરમાઈ ગઈ.
તારા વિના ગીત તો ગૂંજ્યાં
પણ કાન મૂંગા થયા.
તારા વિના રાતરાણી તો ખીલી
પણ ફોરમ ચાલી ગઈ.
તારા વિના...
તારા વિના...
જવા દે, કશું જ કહેવું નથી.
અને કહેવું પણ કોને,
તારા વિના?

## દોશી પરિવાર અને રીટાબહેન દોશી

'અમારી રીટામાં બધી જ કુનેહ હતી. એ વડીલોની આમન્યા તો રાખે જ, બધા પાસે એ આમન્યા જળવાવી પણ શકતી હતી !' દોશી પરિવારનાં સૌથી મોટાં સદસ્ય દેવયાનીબહેન દોશીના શબ્દો...

## ૧૭ એપ્રિલ, ૨૦૨૨

એ સવારે રાજકોટ એરપોર્ટ પર સુરક્ષા જાંચ ,પતાવીને રાજુભાઈ અને રીટાબહેન દોશી અન્ય ચાર મિત્રદંપતી સાથે લોન્જમાં પહોંચી ગયાં પછી બધાના ચહેરા પર હળવાશની માત્રા વધી ગઈ...

## ૧૮ એપ્રિલ, ૨૦૨૨

હોટેલ પદ્મિની નિવાસની ઊંચાઈ પર આવેલી આલિશાન રૂમની બારીમાંથી મસુરીના આહ્‌લાદક લીલાછમ વાતાવરણને આંખોમાં ભરતાં–ભરતાં રાજુભાઈ દોશીથી અનાયાસે ફ્રેશ થઈને...

## ૧૯ એપ્રિલ, ૨૦૨૨

આમ જુઓ તો, રીટાબહેન–રાજુભાઈ દોશી આણી મિત્ર મંડળીનો મસુરીમાં ટેકનિકલી આજે ત્રીજો દિવસ હતો. હજુ તેમણે આ રમણીય અને આહ્‌લાદક શહેરમાં બે જ નાઈટ હોલ્ટ કર્યા હતા...

## ૨૦ એપ્રિલ, ૨૦૨૨

સવારે સ્વાદિષ્ટ નાસ્તો આરોગીને બધા પદ્મિની નિવાસ હોટેલના પટાંગણમાં આવી ગયા. આજે મનીષભાઈ મહેતાનાં ધર્મપત્ની પૂજાબહેનનો જન્મદિવસ હોય બધા યાદગીરી માટે અલગ...

## ૨૧ એપ્રિલ, ૨૦૨૨

રાતના સવા બાર વાગ્યા હતા અને સત્તાવાર રીતે તારીખિયું નવો દિવસ દેખાડવા લાગ્યું હતું. હરદ્વારની 'ગંગાસદન' હોટેલના પોતાના રૂમમાં આવીને હસમુખભાઈ માણાવદરિયા ડબલ બેડ પર...

## એ સત્તાવીસ કલાક અને એ પછી...

'અમારા માટે એર એમ્બ્યુલન્સની વ્યવસ્થા કરવાની છે !' જે તમારો 'જીવ' હોય અને જેણે તમારા જ ખોળામાં અંતિમ પ્રયાણ પામી લીધું હોય, તેનો ગમે તેટલો પ્રચંડ આઘાત હોય પણ મોભી માણસે...

# દોશી પરિવાર
# અને
# રીટાબહેન દોશી

બગસરા.

અમરેલી જિલ્લાનું માંડ ચાલીસ હજારની વસતિ ધરાવતું આ નગર ૨૦૨૨માં પણ નગરપાલિકાનો દરજ્જો ધરાવે છે તો સાંઈઠના દશકાની તો કલ્પના ય ન થઈ શકે. એ વખતે બગસરાનો વહીવટ નગરપંચાયત કરતી હતી. એ જ બગસરાના રહેવાસી હરિલાલ અને કંચનબહેનના ઘરે ૧૦ સપ્ટેમ્બર ૧૯૬૫ના દિવસે પાંચ મોટી બહેન અને એક ભાઈ પછી સાતમા નંબરે એક દીકરીનો જન્મ થયો. તેનું નામ 'રીટા' પાડવામાં આવ્યું ત્યારે કદાચ, કોઈને કલ્પના નહોતી કે પંચમિયા પરિવારની આ 'ઘરદીવડી' જિંદગીનાં ૫૭ વરસમાં એવો પ્રચંડ પ્રકાશપૂંજ બનીને પથરાશે કે, દોશી અને પંચમિયા પરિવાર ઉપરાંત અનેકનાં જીવનનાં અંધારાં ઉલેચાઈ જવાનાં છે !

ઘરમાં સૌથી નાની દીકરીનો જન્મ થયો ત્યારે પંચમિયા પરિવારની સ્થિતિ પાતળી હતી પણ નાના નગરમાં(અને પણ એ સત્તાવન વરસ પહેલાં) સંબંધો આર્થિક સ્થિતિના નહીં, આત્મીયતા અને શુદ્ધ લાગણીના જ મોહતાજ હોય છે. રીટા સહિતના સાત ભાઈભાંડુઓના પિતા વિનુભાઈ પંચમિયા ત્યારે આજુબાજુનાં ગામડાંઓમાં કપડાં વેચવાની ખેપ મારતાં અને માતા કંચનબહેન અવારનવાર મોટા પ્રસંગોમાં 'રસોડું' કરવા જતાં. કંચનબહેન રસોઈ સરસ બનાવતાં અને જાણે ગળથૂથીમાં આવ્યું હોય તેમ રીટા સહિતની બધી દીકરીઓ પણ રાંધણકળામાં કાબેલ જ બની. આર્થિક સ્થિતિ સામાન્ય હતી છતાં વિનુભાઈ અને કંચનબહેન એ વાતે દૃઢ હતાં કે સંતાનો ભણવાં તો જોઈએ જ, તેથી સાતે ય બાળકોને તેમણે ક્ષમતામુજબ ભણાવ્યાં. જો કે સૌની નાની દીકરી રીટા ભણવામાં પણ બધી બહેનો અને ભાઈ કરતાં વધુ હોંશિયાર હતી એટલે બગસરાની સરકારી કન્યા છાત્રાલયમાં પ્રાથમિક અભ્યાસ

કર્યો, પછી બગસરાની જ ઝવેરચંદ મેઘાણી હાઈસ્કૂલમાં બારમા ધોરણ સુધી ભણી.

એને કુદરતનો કરિશ્મો જ ગણવો રહ્યો કે પરિવારમાં સૌથી નાના સંતાન તરીકે જન્મેલી રીટા અને સૌથી મોટાં મધુબહેનનો દેખાવ એકદમ મળતો હતો. મધુબહેન અને રીટાબહેનને સાથે જોનારાં અનેક તો મધુબહેનને પૂછી લેતાં કે, આ (રીટા) તમારી દીકરી લાગે છે... મધુબહેન રાજી થઈને ખુલાસો કરતાં કે એ તો મારી નાની બહેન છે !

દેખાવમાં ભલે, રીટા મોટાંબહેન મધુબહેન જેવી લાગતી હોય પણ બધી બહેનો અને ભાઈ એ જાણતા હતા કે રીટા પિતા વિનુભાઈ પર નહીં, પણ માતા કંચનબહેન પર ગઈ છે. કંચનબહેનમાં કામ કરવાથી માંડીને પોતાની વાતને રજૂ કરવાની જે સૂઝ અને આવડત હતી, તે સાંગોપાંગ રીટામાં આવી હતી. કંચનબહેન બોલવામાં અને અન્યાય થાય ત્યારે સંકોચાઈ જવાની બદલે બેધડક થઈ જતાં. એક વખત કંચનબહેન જેમના પ્રસંગમાં 'રસોડું' કરવા ગયેલાં તેણે નક્કી કરેલું મહેનતાણું ન આપ્યું તો કંચનબહેન વટથી કશું લીધા વગર જ ઘરે આવી ગયાં. દીકરી રીટાને ખબર પડી એટલે એ માતાની સાથે થયેલી 'નાઈન્સાફી' માટે પેલાને ઝાટકવા ગયાં અને નક્કી કરેલું મહેનતાણું લઈને જ પાછાં આવ્યાં.

૧૯૭૦–૮૦માં ગામડાં કે નાના નગરમાં એક ઠહરાવ સાથેની જિંદગી જીવવા મળતી હતી. શાળાએથી આવ્યાં પછી ઘરકામ કરવું અને આસપાસની બહેનપણીઓ સાથે ઓસરીમાં ભેગાં થવું. રમવું અને જરા 'બજાર'માં ટહેલવું પણ રીટા પોતાની બહેનપણીઓ સાથે દરરોજ ઘરની બાજુમાં આવેલી ધર્મશાળાએ જતી. ધર્મશાળાના પ્રાંગણમાં જગેશ્વર મહાદેવનું મંદિર હતું. તેના દર્શનનો રીટાનો નિત્યક્રમ ક્યારે મીરાંના કૃષ્ણપ્રેમની જેમ મહાદેવ પ્રેમમાં બદલાઈ ગયો, તેની ખુદ રીટાને પણ ખબર ન પડી. મહાદેવ ધીમે ધીમે તેના જીવનનું અભિન્ન અંગ બનવા લાગ્યા. એ જ અરસામાં પિતરાઈ મહેન્દ્રભાઈ પંચમિયા (હાલ મુંબઈ) એ રીટાબહેનની હસ્તરેખા જોઈ હતી. મહેન્દ્રભાઈનો જ્યોતિષમાં રસ અને અભ્યાસ ખરો. રીટાની હસ્તરેખા જોઈ તેમણે કહેલું કે, 'રીટા જીવનમાં તને એટલું સુખ, સ્નેહ અને સમૃદ્ધિ મળશે કે અમને ભાઈઓને તારી ઈર્ષા થશે !'

સંતાન વિષેની ઉમદા ભવિષ્યવાણી માતા–પિતાને જ શું કામ, ભાઈ–બહેન, બહેનપણીઓને ય ગમતીલી લાગે પરંતુ આ ભવિષ્યવાણી બહુ અદ્ભુત રીતે રીટાના જીવનમાં સાચી પડવાની હતી, એની ખાતરી માત્ર મહાદેવને જ હતી !

કિશોરાવસ્થાનો તબક્કો કાયમ યાદગાર હોય છે અને એ જ તબક્કામાં માણસનું વ્યક્તિત્વ આકાર ધરી લેતું હોય છે. પંચમિયા પરિવારની સૌથી નાની દીકરી રીટા બેધડક, બહાદુર અને બિન્દાસ છે, એ તો તેની કિશોરાવસ્થામાં દેખાઈ આવ્યું હતું. એક વખત રીટા પોતાની હંસા, કીર્તિ સહિતની અડધો ડઝન બહેનપણીઓ સાથે બગસરાની અમૃતા ટોકિઝમાં 'કાલિયા' (૧૯૮૧) ફિલ્મ જોઈને પાછાં ફરી રહ્યાં હતાં ત્યારે કેટલાંક છેલબટાઉ યુવાને શરારત કરતાં મોટા અવાજે પૂછયું : 'કાલિયા' જોવા ગ્યાં'તાં ?'

'ના, તને જોવા આવ્યાં'તાં !' બધી બહેનપણી ચૂપ હતી ત્યારે રીટાએ બિન્દાસપણે આપેલા જવાબથી પેલો યુવક ઓછવાઈ ગયો હતો !

બેશક, ૧૯૮૧માં રીટાની હાજરજવાબીનો જલવો બધી બહેનપણીઓએ જોયો ત્યારે પંચમિયા પરિવારમાં માત્ર રીટા જ અપરિણીત હતી. આગલા જ વરસે પાંચમા નંબરનાં મોટીબહેન શ્રુતિના લગ્ન માણાવદરનિવાસી નાનાલાલ અને ચંપાબહેન દોશીના સૌથી મોટા પુત્ર ચંદ્રકાંતભાઈ સાથે થઈ ગયાં હતાં. એ પછીના વરસે, ૧૯૮૩માં ચંદ્રકાંતભાઈના નાનાભાઈ કિશોરભાઈ દોશીના પોરબંદરનિવાસી મનુભાઈ અને ભાવનાબહેન કામદારનાં પુત્રી નીતાબહેન સાથે થયાં અને...

૧૯૮૫માં એકદમ સાદગી અને હાડમાં (શ્રુતિબહેનની અણધારી વિદાયની) ભારોભાર પીડા સાથે પંચમિયા પરિવારની સૌથી નાની દીકરી રીટાને રાજુભાઈ દોશી સાથે પરણાવીને વિદાય આપવામાં આવી ત્યારે આસું સારતા પિતા વિનુભાઈ પંચમિયા દીકરી રીટાને ભેટીને બોલેલા : 'રીટા, તને વળાવું છું ત્યારે લાગે છે કે, ઘર આખું ખાલી થઈ ગયું છે આપણું !'

❑ ❑ ❑

માણાવદરના સાસરે રીટાબહેને પુત્રવધૂ તરીકે પગ મૂકયો ત્યારે તેમની ઉંમર વીસ જ વરસની હતી પણ તેમની જવાબદારીઓ અનેક ગણી હતી. જે દોશીપરિવારનાં વહુવારુ બનીને રીટાબહેને ગૃહપ્રવેશ કર્યો હતો તેમાં વયોવૃદ્ધ સાસુ—સસરા ઉપરાંત વિધુર જેઠ ચંદ્રકાંતભાઈ અને પોણા બે વરસની ભાણેજ (હવે ભત્રીજી પણ ખરેખર તો પુત્રી સમાન) ખુશ્બૂ હતી. બહેનપણી જેવી બે નણંદ બેશક હતી પરંતુ એ વખતે જયુબહેન માત્ર સત્તર વર્ષનાં હતાં તો સૌથી નાનાં શૈલીબહેને પંદર વરસ પણ પૂરાં કર્યાં નહોતાં. રાજુભાઈ અને રીટાબહેનનાં લગ્ન થયાં ત્યારે સરકારી નોકરી કરી રહેલા જેઠ કિશોરભાઈ અને જેઠાણી નીતાબહેન દોશી ભાવનગર રહેતાં હતાં. સૌથી મોટા જેઠ ચંદ્રકાંતભાઈ દોશી સ્ટેટ બેંક ઓફ સૌરાષ્ટ્રમાં કામ કરતા હતા અને યુનિયન એકટિવિટીના કારણે સતત વ્યસ્ત પણ રહેતા હતા તો રાજુભાઈ નવી—નવી શરૂ થયેલી ફેકટરીને સેટલ અને સફળ કરવાની મથામણમાં રાતદિવસ દોડાદોડી કરતા રહેતા હતા.

આમ જુઓ તો રીટાબહેન દોશીપરિવારના સદસ્ય બનીને અભિન્ન અંગ બની ગયાં, એ આખો દશકો રાજુભાઈ દોશી માટે આકરી મહેનત અને મથામણનો હતો. ૧૯૮૬ થી છેક ૧૯૯૪ (આઠ વર્ષ) સુધી મોટા ભાઈ પાસેથી પ્રેરણા તેમજ ગાઈડલાઈન લઈને રાજુભાઈએ 'રાજુ એન્જીનીયર્સ'ને કામયાબ એકમ બનાવ્યું ત્યારે એ પણ અભિપ્રેત થતું જતું હતું કે, ઊડવા માટે તો આકાશ હતું પરંતુ એ માટેનાં રન—વે તરીકે માણાવદર ટૂંકું પડે તેમ હતું, તેથી ૧૯૯૪માં નક્કી થયું કે 'રાજુ એન્જીનીયર્સ'ને વિકસવું હશે તો મૂળિયાં રાજકોટમાં

> બધી બહેનો અને ભાઈ એ જાણતાં હતા કે રીટા પિતા પર નહીં, પણ માતા કંચનબહેન પર ગઈ છે.

જ જમાવવાં પડશે...

ચંદ્રકાંતભાઈ અને રાજુભાઈ 'રાજુ એન્જીનીયર્સ'ને સફળ અને મજબૂત કરી રહ્યા હતા ત્યારે સ્વાભાવિક છે કે આપણી નજર તેમની સફળતા (અને સ્ટ્રગલ) પર વધુ ફોકસ થઈ જાય પરંતુ એ વખતે આઉટ ફોકસ થઈ ગયેલું સત્ય એ કે, આ તમામ વરસો દરમિયાન દોશીપરિવારની તમામ જવાબદારીઓ નિભાવવાનું કામ વીસ જ વરસના પુત્રવધૂ રીટાબહેન દોશી કરતાં જતાં હતાં. ચૂપચાપ અને સહર્ષ. બેશક, સમયની સાથે ઉંમર વધતી જતી હતી પરંતુ સાથોસાથ જવાબદારીઓ પણ વધતી જતી હોય છે, એ ભૂલવું ન જોઈએ !

પરણીને સાસરે આવ્યાં પછીનાં પ્રથમ પાંચ વરસ તો માણાવદરમાં આવેલા દોશી પરિવારના 'વાત્સલ્ય' નામના ઘરમાં રીટાબહેને જ તમામ પારિવારિક નિર્ણયો લેવાના આવ્યા. ૧૯૯૦માં પરિવારમાં સૌથી મોટાં દેવયાનીભાભી ઉમેરાયાં અને એમને પણ ઘરમાં સેટલ કર્યાં પરંતુ એ પછી પણ મોટાભાગના નિર્ણય અને જવાબદારી રીટાબહેનના ખભા પર જ રહ્યાં. આ જ અરસામાં જયુબહેનનાં (૧૯૮૭) અને શૈલીબહેનનાં (૧૯૯૩) લગ્ન થયાં. એમ તો રીટાબહેને અત્યંત ઉમળકાપૂર્વક ખુશ્બૂ અને (દોશી બંધુઓના ચોથા ભાઈ સમાન લંડનવાસી કાન્તિભાઈ ગોહિલની પુત્રી) હિનાનાં લગ્ન (૨૦૦૮) તેમજ કૃતિ (૨૦૧૨), ઉત્સવ (૨૦૧૪)નાં લગ્ન પણ ધામધૂમથી કરાવ્યાં. રીટાબહેનને કદી જવાબદારીનો ભાર લાગતો નહોતો. ઊલટું, તેઓ દરેક જવાબદારી અને સેવાને સામે ચાલીને પોતાના પર લઈ લેતાં હતાં. પોતાના મોટાભાઈ બિપિનભાઈ પંચમિયાની પુત્રી ઉપાસના અને માનસીના સગાઈ–લગ્નની જવાબદારી પણ તેમણે બખૂબી નિભાવી હતી તો માણાવદરના તેમનાં પડોશી ગાયત્રીબહેન ભટ્ટના આકસ્મિક નિધન પછી તેમની પુત્રી ભાવિકા અને પૂનમને પરણાવવાને તેમણે પોતાની 'ડયૂટી' ગણી હતી અને આ ગાયત્રીબહેનનો પુત્ર વિશાલ ભટ્ટ પત્નીને લઈને આશીર્વાદ લેવા આવ્યો ત્યારે રીટાબહેન હરખભેર રડી પડીને બોલેલાંઃ 'ગાયત્રીએ મને સોંપેલી જવાબદારી, આજે પૂરી થઈ એટલે હવે મને શાંતિ થશે !'

લગ્ન પ્રસંગના ઉલ્લાસ, ઉમંગ, ઉત્સાહ અને ઉમળકાની વાત આવે એટલે ઘણી વખત બીજી વાતો નજરઅંદાજ રહી જતી હોય છે. રીટાબહેનના કિસ્સામાં એવું ન થાય એ વાસ્તે તમને યાદ કરાવવું છે કે આ જ સમયકાલ દરમિયાન ઉત્કર્ષ (જન્મ : ૧૯૯૫)ની શારીરિક તકલીફનો સામનો છેક ૨૦૧૧ સુધી રીટાબહેને મોટાભાગે એકલપંડે કર્યો કારણ કે ઉત્કર્ષના કારણે જ તેઓને ફરજિયાતપણે (રાજુભાઈ અને દોશી પરિવારથી દૂર) માણાવદર રહેવાનું બન્યું હતું. ઉત્કર્ષ પંદર વરસનો થયો ત્યાં સુધીમાં તેના પર સાત સર્જરી અને બસ્સોથી વધુ ટાંકા (સ્ટીચીઝ) લેવા પડયા હતા પરંતુ ઉત્કર્ષ સંપૂર્ણ સ્વસ્થ ન થયો ત્યાં સુધી એ રીટાબહેનની જ છત્રછાયામાં રહ્યો હતો. એકદમ ભાવુક થઈ જવાય એવી વાત કરતા ઉત્કર્ષ કહે છે કે, 'મારા સ્વાસ્થ્ય વિશે ઈશ્વર જો વર્ણન કરવાનું કહે તો કદાચ, મારા કરતાં વધુ વિગતવાર વર્ણન મારી મા જ કરી શકે, એવી કાળજી તેણે મારી લીધી છે. મને સાંત્વના તો બધા આપે છે પણ મારો સંતાપ એ છે કે, રીટામમ્મીએ મારા માટે આપેલા બલિદાનનો હું કાયમી ઋણી બની ગયો છું અને હું ઈચ્છું તો પણ એમનું ઋણ (હવે) ચૂકવી શકું તેમ નથી !'

❑ ❑ ❑

છવ્વીસ વરસ. લગ્ન પછીનાં છવ્વીસ વરસ (૨૦૧૧ સુધી) રીટાબહેન માણાવદર રહ્યાં અને રાજુભાઈ (૧૯૯૪ થી ૨૦૧૧ વચ્ચેના) સત્તર વરસમાંથી માત્ર ત્રણ વરસ (૧૯૯૭ થી ૨૦૦૦) જ માણાવદર રહ્યાં. ૨૦૧૧માં રીટાભાભી ઉત્કર્ષ સાથે 'શ્રુતિના' માં રહેવા માટે રાજકોટ આવી ગયાં ત્યાં સુધી એટલે કે તેર વરસ સુધી રાજુભાઈ દોશી રાજકોટ – માણાવદર વચ્ચે અપડાઉન કરતા રહ્યા... એવું નહોતું કે આ વરસો દરમિયાન દોશી પરિવાર રીટાબહેનથી દૂર હતો. દરેક વીકએન્ડમાં આખો દોશીપરિવાર માણાવદર આવતો યા રીટાબહેન– ઉત્કર્ષ અને કૃતિ રાજકોટ આવતાં જતાં રહેતાં. દરેક નાનાંમોટાં વેકેશનમાં બધાં બચ્ચાંઓ માણાવદરમાં જ પોતાનો તંબુ તાણતાં હતાં કારણ કે રાજુભાઈ દોશીની જેમ જ રીટાબહેન દોશી પણ દોશીપરિવારનો લાડકો 'જીવ' જ હતા. ઉત્સવ દોશી કહે છે તેમ, કાકીના રાજમાં માત્ર એક જ મંત્ર હોય : ખાઓ, મનફાવે તેમ રહો અને જલસા કરો !

માણાવદરમાં વિતાવેલાં છવ્વીસ વરસ દરમિયાન રીટાબહેન દોશી ઉપર ઉત્કર્ષ, કૃતિ ઉપરાંત શૈશવસ્કૂલની જવાબદારી તો હતી જ, પણ નાનાલાલભાઈ દોશી (સ્વર્ગવાસ: ૧૯૮૪) પછી દોશીપરિવારની ધરોહર જેવાં ચંપાબહેન (સ્વર્ગવાસ: ૨૦૦૬) પણ માણાવદરમાં રીટાબહેનની સાથે જ હતાં. રીટાબહેનની જેમ ચંપાબહેનને પણ માણાવદરનું વળગણ. જિંદગીનાં છેલ્લાં આઠ વરસમાં ત્રણ વખત ચંપાબહેનને અકસ્માતે પગમાં ઈજા થઈ હોવાથી છેલ્લે અમુક વરસ તેઓ બેડરેસ્ટ હતાં. ડાયાબિટીસના કારણે છેલ્લે છેલ્લે તો તેઓ આંખનાં પોપચાં પણ ખોલી શકતાં નહીં અને મોંમાં મૂકેલો કોળિયો ચાવવાનું ય ભૂલી જતાં હતાં. રીટાબહેને આ સાસુમા અને સગાં માતા કંચનબહેનની પણ ખૂબ સેવા કરી. કંચનબહેન પણ દીકરા બિપિનભાઈ સાથે માણાવદર રહેવા આવી ગયાં હતાં અને ગેંગરિનનો ય ભોગ બન્યાં હતાં.

... અને એ પછી સગા મોટાભાઈ બિપિનભાઈની સેવા પણ રીટાબહેને ૨૦૧૬થી અવિરત કરી પરંતુ સચ્ચાઈ એ છે કે, રીટાબહેન પોતે બદલામાં કોઈની સેવા લીધાં વગર જ ગયાં !

❑ ❑ ❑

'અમારી રીટામાં બધી જ કુનેહ હતી. એ વડીલોની આમન્યા તો રાખે જ, બધા પાસે એ આમન્યા જળવાવી પણ શકતી હતી !'

દોશીપરિવારનાં સૌથી મોટાં સદસ્ય દેવયાનીબહેન દોશીના શબ્દો તમારા કાને પડે છે પણ તમારું ધ્યાન 'શ્રુતિના' બંગલાના વિશાળ ડ્રોઈંગમાં આદમકદ સાઈઝના રાખેલા રીટાબહેન દોશીના એકદમ પ્રભાવશાળી ફોટોગ્રાફ પર જડાયેલી છે. દીકરી કરિશ્માના લગ્નપ્રસંગ (૨૦૨૧) વખતે ફોટોગ્રાફર મહેન્દ્રભાઈ રાઠોડે લીધેલી રીટાબહેન દોશીની એ તસવીર એવી જીવંત છે કે, હમણાં રીટાભાભી ઉમળકાથી બોલાવશે એવું લાગે પણ...

પંચમિયા પરિવારની સૌથી નાની દીકરી રીટા બેધડક, બહાદુર અને બિન્દાસ છે, એ તો તેની ટીનએજમાં દેખાઈ આવ્યું હતું.

દેવયાનીબહેન બોલી રહ્યાં છે : 'એ એકદમ જબરી હતી. દરેકના સંપર્કમાં રહેતી. કોઈ હરદ્વાર જવાનું હોય તો ફોન કરીને ત્યાં પૂજા અને આરતી માટેની ગોઠવણ પણ કરી દેતી... એ બધે જ પહોંચી વળતી !'

' – અને અમારી રીટા બધાને પહોંચી પણ વળતી !' કિશોરભાઈ દોશી આટલું બોલીને એક પછી એક પ્રસંગ યાદ કરે છે. રીટાબહેન દોશી માણાવદર રહેતાં ત્યારે 'શૈશવ સ્કૂલ'નું સંચાલન સંભાળતાં એટલે મામલતદારથી લઈને ધારાસભ્ય સુધીના લોકોના સંપર્કમાં આવવાનું બનતું. મોટા અધિકારી કે નેતાને અણગમતું આપણે કહીએ નહીં અથવા તો એકદમ સાકર ભેળવીને સત્ય કહીએ પરંતુ રીટાબહેન દોશી સાચી વાત અને પોતાના અભિપ્રાય બેધડકપણે મોઢામોઢ કહી દેતાં હતાં. કિશોરભાઈ દોશી કહે છે કે '... પણ અમારા કુટુંબમાં એકમાત્ર રીટા જ એવી વ્યક્તિ હતી કે તેની આંખ ફરે કે બોલવાનો ટોન ફરે એટલે તમામ બાળકો સમજી જાય કે હવે દલીલ કરવાનો કોઈ ફાયદો નથી ! રીટામાં એવો કમાન્ડિંગ પાવર હતો કે એ બોલે પછી કદી કોઈ સામો સવાલ ન કરે, પણ આવો પ્રભાવ તેનો એટલે હતો કે એ બધાને પ્રેમ–સ્નેહ–દુલાર પણ અનહદ કરતી હતી !'

વહાલાં સંતાનના માતાપિતા લાડકાં નામ રાખતાં હોય છે પણ રીટાબહેન દોશી માટે તો દોશીપરિવારનાં બધાં બચ્ચાંઓ લાડકાં હતાં અને એટલે એ બધાંનાં લાડકાં નામ પાડતાં અને બોલાવતાં પણ એ નામથી. ખુશ્બૂ તો બધાં માટે 'બિટ્ટુ' જ છે પણ રીટાબહેન દોશી માટે પલ્લવ (પલિયો), ઉત્સવ (ઉથ્યો), કૃતિ (કૃતા), કરિશ્મા (કરિયો), ઉત્કર્ષ (છોટુ) , આયાંક (આયુ) અને નાયરા (નાયો) જ હતાં. નણંદ શૈલીબહેન તેમના માટે સિલ્કી અને જયુબહેન 'જયલી' હતાં. પોતાના જમાઈને શ્વેતાંગ (શ્વેતુ), ચિંતન (ચિંટીયો) અને અંકિત (અંકિતડુ)કહીને લાડથી બોલાવતાં હતાં. ભાણેજ ઉન્નતિ (ઉનુ), તન્મય (તનુ), પ્રેરિત (પેરો), પુલકિત (પુલો) હતા. અરે, વેકેશનમાં મહિનો–મહિનો રહેવા આવતી મામાજીની દીકરીઓ સોનલ–રૂપલ, રીટાબહેન માટે સોનકી અને રૂપલી જ હતી. બધાં બચ્ચાંઓ સાથે રીટાબહેન દોશીના સંબંધ પણ એકદમ આત્મીય. તેમની ભાણેજ બિનિતા ઘેલાણીનાં રીટાબહેન માસી થાય પણ બિનિતા તેમને 'મા' જ કહેતી અને 'મા'ની જેમ 'તું' કહીને જ બોલાવતી. બિનિતા ઘેલાણી કહે છે કે, 'રીટામાસી તૈયાર થઈને નીકળે ત્યારે હું કહેતી કે – મા, તું તો ફટાકડો લાગે છે !'

માસી–ભાણેજની વાત તો ઠીક, જેઠ કિશોરભાઈ દોશી અને રીટાબહેનને વાતો કરતાં કે ઠઠ્ઠા મશ્કરી કરતાં જુઓ,સાંભળો તો એ વાત ગળે ઊતરે જ નહીં કે આ જેઠ અને નાનાભાઈની પત્ની છે !

'... પણ દોશી પરિવારમાં તો જોકે 'રીટા–નીતા'ની જોડી જ મશહૂર હતી. આમ તો બન્ને દેરાણી–જેઠાણી પણ તમને એમ જ લાગે કે બન્ને નાની–મોટી બહેન છે !' રીટાબહેન દોશીનાં નણંદ શૈલીબહેન અજમેરા કહે છે. નીતાબહેન અને રીટાબહેન એટલે જેઠાણી–દેરાણી. કલ્પનામાં પણ ફીટ ન બેસે તેવું બન્ને વચ્ચે બોન્ડિંગ. 'શ્રુતિના'માં સવારે એક જ નાસ્તાની થાળી પડે અને એક જ સમયે દેરાણી–જેઠાણી સાથે જ નાસ્તો કરે. જમવા પણ સાથે જ બેસવાનું. કોઈ એકને મોડું થાય તો બીજા અચૂક રાહ જુએ પણ નાસ્તો અને ભોજન સાથે જ થાય. રીટાબહેન દોશી માણાવદરથી રાજકોટ શિફ્ટ

થયાં પછીનું આ શેડયૂલ. રીટાબહેન એક થાળીમાં માત્ર બે જ વ્યક્તિ સાથે જમ્યાં છે, એક, રાજુભાઈ દોશી. બીજાં જેઠાણી નીતાબહેન દોશી. કિશોરભાઈ દોશી તો દેરાણી–જેઠાણીના સ્નેહને આ શબ્દો થકી ધાર આપે છે : 'રાજુ પછી રીટાનો ખાલીપો જો કોઈને વધુ સાલતો હશે તો એ નીતા જ હોય !'

નીતાબહેન–રીટાબહેન શોપિંગમાં પણ સાથે હોય અને સાંજના વોર્કિંગમાં પણ. એકટાણાં ય સાથે કરે અને એ સાંજે રેસકોર્સ જઈને વેફર ખાધાં પછી બદામ શેઈકનો ફરાળ પણ કરવાનો જ. નીતાબહેન દોશી કહે છે કે, 'રીટા એકદમ લાઈવ (જીવંત) વ્યક્તિ હતાં. બધાં સાથે ભળી જાય તેવાં અને બધાંને ગમી જાય તેવાં. વાતોડીયાં તો એવાં કે અમને સાથે જોઈને બધા પૂછી લે કે, આ (રીટાબહેન) તમારાં જેઠાણી લાગે છે !'

'રીટા જ નહીં, રાજુ પણ મારાથી નાનો છે છતાં રીટાને તમે મારી મોટી બહેન કે મા પણ કહી શકો એવા એ લાગણીશીલ, પ્રેમાળ અને માયાળુ હતાં !'

આખો દોશીપરિવાર જેમને ચોથા ભાઈનો આદર–દરજ્જો આપે છે એવા (મૂળ માણાવદરના) લંડનનિવાસી કાન્તિભાઈ ગોહિલની એક દીકરી હિનાનાં લગ્ન તેમણે વતન માણાવદરમાં કર્યાં હતાં. એ લગ્નની તમામ વ્યવસ્થા અને જવાબદારી રીટાબહેન અને રાજુભાઈ દોશીએ પોતે ઉપાડી લીધી હતી. રાજુભાઈ – રીટાબહેનનાં લગ્નના બીજા જ વરસે, ૧૯૮૬માં લંડન ચાલ્યા ગયેલા કાન્તિભાઈ ગોહિલ એ પછી જયારે પણ ભારત આવે ત્યારે 'શ્રુતિના'માં જ રહે અને આ જ ઘરેથી લંડન જવા માટે વિદાય લે. કાન્તિભાઈ કહે છે, દરેક વિદાય વખતે હું અને મારી પત્ની મંજુલા ધ્રુસકે–ધ્રુસકે રડી પડીએ કારણ કે બધાનો પ્રેમ એવો ચિક્કાર મળ્યો હોય એટલે જવાનું મન ન થાય !'

રાજકોટ રોકાણ હોય ત્યારે રીટાબહેન–રાજુભાઈનો એક આગ્રહ કાન્તિભાઈને કાયમ હોય જ. કાન્તિભાઈ કહે છે, 'એ સતત આગ્રહ કરતાં કે હું અને મંજુલા નિવૃત્ત થયાં છીએ તો હવે રાજકોટ આવી જઈએ. રહેવાનો બંગલો, કાર, એક ફેકટરી સુદ્ધાં મને આપી દેવાની બાંયધરી તેઓ આપતાં હતાં !'

દરરોજ બધાને ફોન કરવાના રીટાબહેનના નિત્યક્રમમાં લંડનવાસી કાન્તિભાઈ – મંજુબહેનને ફોન કરવાનું પણ ફરજિયાત. અલક – મલકની વાતો થાય. એકબીજાને આગ્રહ થાય. અપડેટ અપાય... સતત બે દિવસ સામસામા ફોન ન થયા હોય તેવું જવલ્લે જ બને. દોશીદંપતી મિત્રો સાથે મસૂરી ગયું તો ત્યાંથી પણ રીટાબહેને કાન્તિભાઈને ફોન કર્યો હતો અને આવા જ એક ફોનમાં રીટાબહેને કાન્તિભાઈને કહ્યું હતું કે જૂન–૨૦૨૨માં અમે બન્ને અન્ય મિત્રદંપતી સાથે લંડન આવવાના છીએ.

રીટાબહેન દોશી માટે તો દોશી પરિવારનાં બધાં બચ્ચાંઓ લાડકાં હતાં અને એટલે એ બધાંનાં લાડકાં નામ પાડતાં અને બોલાવતાં પણ એ નામથી.

'વહેવારિક બાબતોમાં મમ્મી એકદમ પરફેક્ટ હતી !' રીટાબહેન દોશીની મોટી પુત્રી કૃતિના ચિંતનભાઈ રાજપરા સાથે લગ્ન થયાં પછી રીટાબહેન દોશીના જીવનનો એક વણલખ્યો નિયમ બની ગયો હતો કે રોજ રાતે દશ વાગે કૃતિને ફોન કરે જ. રીટાબહેન એક મુદ્દે કાયમ કૃતિને ખિજાતાં કારણ કે (પપ્પાની જેમ) કૃતિ પણ કોઈ વ્રત રાખતી નહોતી. જો કે દીકરી નાયરાના જન્મ પછી રીટાભાભીએ કૃતિ પાસે બે વ્રત કરવાનું શરૂ કરાવ્યું. શીતળાસાતમ અને હોળી. એ તહેવાર પર એકટાણાંનું વ્રત વરસોથી કરતી કૃતિ કહે છે કે, 'મમ્મીનો એ પણ આગ્રહ રહેતો કે વ્રત તેનાં વિધિ વિધાન અને પૂજા સાથે જ કરવાં જોઈએ એટલે હું એ વાતની પણ કાળજી રાખું છું !'

કૃતિ અને નાના પુત્ર ઉત્કર્ષ સાથે રીટાબહેન માણાવદરમાં એક મોટો સમયકાલ રહ્યાં હતાં. છોટુ (ઉત્કર્ષ) તો તેમનો સૌથી પ્યારો દોસ્તાર. ઉત્કર્ષ દોશી પાસે નેચરલી, માતા રીટાબહેન સાથેનાં સંસ્મરણો અને તેમના વ્યક્તિત્વના વિવિધ આયામોનો સૌથી મોટો ખજાનો છે. (ચંદ્રકાંતભાઈ દોશી પછી) રાજુભાઈ, ઉત્કર્ષ અને રીટાબહેન જ દોશીપરિવારના એવા સદસ્યો કે જેમને જૂનાં ફિલ્મી ગીતોનું રીતસર ઘેલું અને વળગણ. માણાવદરમાં રીટાબહેન દિવાળીની સાફસફાઈ કરતાં હોય ત્યારે પણ જૂનાં ગીતો વાગતાં જ હોય અને એ પણ એવા વોલ્યૂમ પર કે, અન્ય કોલાહલ કાને ન પડે. દિલ તો હૈ દિલ, દિલ કા ઐતબાર કયા કિજે(મુકંદર કા સિકંદર) ગીત રીટાબહેનનું ફેવરિટ પૈકીનું એક ગીત. તેમના સેલફોનની રિંગટોનમાં આ ગીત વાગતું : જો વાદા કિયા, વો નિભાના પડેગા, રો કે જમાના ચાહે, રો કે ખુદાઈ, તુમ કો આના પડેગા !

રીટાબહેન હરવાફરવાથી લઈને પહેરવા–ઓઢવા બાબતે તો શોખીન હતાં જ, પણ નવું–નવું શીખવાની ધગશ પણ તેમનામાં સતત ધબકતી હતી. માણાવદર હતાં ત્યારે તેમણે હારમોનિયમ અને (સ્કૂલ સંચાલનમાં ઉપયોગી થાય એ વાસ્તે) અંગ્રેજી શીખવાના કલાસ પણ કર્યા હતા. ડિઝનીલેન્ડની સૌથી દિલધડક રાઈડમાં રાજુભાઈ દોશી બેઠા નહોતા પણ રીટાબહેને પુત્ર ઉત્કર્ષ સાથે એ રાઈડનો રોમાંચ પણ લીધો હતો. વણવપરાયેલાં પોતાનાં કપડાં પણ વરસે એક વખત તેઓ અલગ કાઢતાં અને એ મોંઘી સાડીઓ સહિતનાં વસ્ત્રો પોતાની ગમતી વ્યક્તિને મોકલાવી દેતાં. ૧૭મી એપ્રિલે મસુરી જવાના અઠવાડિયા અગાઉ જ પોતાનાં કપડાં આ રીતે અલગ તારવીને મોકલતી વખતે તેઓ બોલેલાં પણ ખરાં : બસ, આ છેલ્લી વખત કપડાં મોકલું છું...

'છેલ્લી વખત' શબ્દ રીટાબહેને કેમ વાપર્યો હશે ? શું તેમને અગમનાં એંધાણ મળી જતાં હતાં? જવાબ છે, હા. એવું અનેક વખત બન્યું છે કે રીટાબહેન ભવિષ્યકથન કરતાં હોય તેમ કશુંક બોલી જતાં અને એ સાચું પણ પડી જતું. 'રાજુ ગ્રૂપ' સાથે સંકળાયેલા એક ભાઈ માણાવદરથી જૂનાગઢ જતી વખતે અત્યંત જોખમી ગણાય તેવી ગતિથી મોટરસાયકલ ચલાવતા હતા. આ વાતની રીટાબહેનને ખબર પડી એટલે તેમનાથી બોલી જવાયું : ' કોઈક દિવસ એના હાથ–પગ કપાઈ જશે, એને કોઈક ટપારજો !'

બીજા જ દિવસે એ ભાઈનો અકસ્માત થયો અને તેમણે હાથ ગુમાવવાનો વારો આવ્યો કાયમ માટે. લગ્નમંડપમાં ખોટી દિશામાં બેસાડેલાં એક વર–કન્યા માટે રીટાબહેને ગોર મહારાજને ચેતવ્યાં

કે, આ અશુભ કહેવાય અને આવા કિસ્સામાં તો છૂટાછેડા થાય... પરંતુ ગોર મહારાજ ન માન્યા અને ભવિષ્યમાં એ વરકન્યાના છૂટાછેડા થયા હતા. એક વૃદ્ધાનું વળગણ જોઈને રીટાબહેન ટકોર કરેલી કે, આ જગ્યાનું વળગણ તેનો જીવ લેશે અને ખરેખર એ વૃદ્ધાએ ત્યાં જ અંતિમ શ્વાસ લીધા હતા...

રીટાબહેનના શબ્દોમાં મહાદેવે એવું સામર્થ્ય ભર્યું હતું કે સંયોગવશ એ તેમના કિસ્સામાં ય સાચું પડયું. ગિરનારની ગોદમાં વાડી લીધાં પછીના શરૂઆતનાં થોડા મહિના તેઓ (સાર–સંભાળ લેનારા લોકો રહે છે ત્યાં) એ મકાનમાં જ રોકાતાં હતાં. રાતે બંધ ઓરડાની બદલે રીટાબહેન પોતાનો અને રાજુભાઈનો ખાટલો ખુલ્લા વિસ્તારમાં જ નખાવતાં અને રાતે ત્યાં જ સુતાં. એ વખતે વાડીનું રખોપું કરનારા લોકો ચેતવતા કે આ રીતે ખુલ્લામાં સૂવાનું જોખમ ન લો કારણકે રાતે દિપડા (વાડીમાં) આવતા હોય છે... રીટાબહેનનો એક જ જવાબ રહેતો : પાંચમની છઠ્ઠ કયારેય, કોઈની થવાની હોતી નથી. અમે ખુલ્લામાં જ સૂઈશું !

જયાં–કયાંય જોખમની વાત આવે ત્યારે રીટાબહેનનો જવાબ (પાંચમની છઠ થવાની નથી !) એક જ રહેતો અને તમે જુઓ કે, હરદ્વારમાં તેમણે અંતિમ વિદાય લીધી એ દિવસની તિથિ પણ હતી : ચૈત્ર વદ પાંચમ... અને એ પણ પાંચમની તિથિ પૂરી થવાના એક કલાક પહેલાં !

ચારધામની યાત્રા વખતે કેદારનાથમાં ત્રણ દિવસ તોફાની વાતાવરણમાં દોશીદંપતી અને મિત્રોએ ઘણી યાતના સહન કરવી પડી હતી. એ યાત્રામાંથી સાંગોપાંગ હેમખેમ રાજુભાઈ અને રીટાબહેન 'શ્રુતિના'માં પાછા ફર્યા ત્યારે ચિંતાવશ ભાણેજ બિનિતાબહેન ઘેલાણીએ પ્રિય માસીને ફોન કરેલો ત્યારે રીટામાસી એ બોલેલાં કે, આપણે કયાં એવા પુણ્યાત્મા છીએ કે કેદારનાથદાદાના ચરણોમાં મોક્ષ મળે ! જોને જેવી ગઈ'તી, એવી જ પાછી આવી છું !

રીટાબહેને અંતિમ શ્વાસ ભોળાનાથની ભૂમિ હરદ્વારમાં લીધા, જયાં જવાનું એમનું કે અન્ય કોઈનું પ્રયોજન જ નહોતું અને આમ કરીને શું મહાદેવે રીટાબહેન અને આપણને ખાતરી કરાવી કે રીટાબહેન દોશી તો પુણ્યાત્મા જ હતો ?!

કેટલાક સવાલોને જવાબની જરૂર નથી હોતી કારણ કે, એ સવાલો જ જવાબ હોય છે !

'મારા જન્મ પછી મમ્મીએ મારો ચહેરો છેક આઠમા દિવસે જોયો હતો !' વિચારમાં પપ્પા રાજુભાઈ દોશી જેવા અને બોલવામાં મમ્મી રીટાબહેન જેવા બિન્દાસ ઉત્કર્ષનો ૧૯૯૫માં જન્મ થયો ત્યારે સિઝેરિયન માટે દેવાયેલા એનેસ્થેસિયાની અસર હેઠળ રીટાબહેન બેહોશ હતાં અને ઉત્કર્ષને વધુ સારવાર માટે રાજકોટ લઈ જવો અનિવાર્ય બની ગયું હતું. એ વખતે જેતપુરનું બંધ રેલવે ફાટક ખોલાવીને રાજુભાઈ દોશીએ ઉત્કર્ષને સારવાર માટે રાજકોટ

> 'છેલ્લી વખત' શબ્દ રીટાબહેને કેમ વાપર્યો હશે ? શું તેમને અગમનાં એંધાણ મળી જતાં હતાં ? જવાબ છે, હા.

પહોંચાડયો હતો અને આ કારણે રીટાબહેન, ઉત્કર્ષનો ચહેરો આઠમા દિવસે જોઈ શકયાં હતાં.

પપ્પા—મમ્મીના વ્યક્તિત્વનું ચોટડુંક વિશ્લેષણ કરતાં ઉત્કર્ષ દોશી કહે છે કે, 'પપ્પા સળગતું હાથમાં લેવામાં અને મમ્મી એ સળગતું ઠારવામાં એકદમ કુશળ હતી !'

ગિરનારની ગોદમાં આવેલી વાડી હોય, માણાવદરનું જૂનું – નવું 'વાત્સલ્ય' ઘર હોય, લોંગ પ્લે રેકોર્ડનો વિશાળ સંગ્રહ હોય કે વૃદ્ધાશ્રમ હોય કે રાજકોટમાં ઓલ્ટરનેટિવ સારવાર માટેનું દવાખાનું હોય કે માણાવદરની શૈશવ સ્કૂલ... રાજુભાઈ દોશી જે (સળગતું) કામ હાથમાં લે તેને સફળ અને સુખદ અંજામ સુધી રીટાબહેન દોશી જ લઈ જાય અને એ પણ પૂરા પર્ફેકશન અને નિષ્ઠા સાથે. ભલે, માણાવદરની શૈશવ સ્કૂલના જન્મ પાછળ ઉત્કર્ષ દોશી જ નિમિત્ત હોય પણ સ્કૂલની જવાબદારી રીટાબહેન ઉત્કર્ષના મમ્મી તરીકે નહીં, મેનેજીંગ ટ્રસ્ટી તરીકે જ નિભાવતાં. શાળાના નિયત સમય કરતાં પંદર મિનિટ મોડાં પહોંચવા બદલ ઉત્કર્ષ દોશીને પણ અનેક વખત કલાસ રૂમની બહાર ઊભા રહેવાનું આવ્યું છે. શૈશવ સ્કૂલની નવરાત્રિમાં ભાગ લેનારા વિદ્યાર્થીઓનો ડ્રેસ દર બીજા દિવસે અલગ જ હોવો જોઈએ, તેનો રીટાબહેન આગ્રહ રાખતાં એટલું જ નહીં, એ પસંદ કરવા રીટાબહેન જૂનાગઢ પણ જતાં. ૨૦૨૧માં દોશી પરિવારે માણાવદરમાં 'ચંદ્રશ્રુતિ' વૃદ્ધાશ્રમ શરૂ કર્યો તેમાં પણ રહેવા આવનારા વૃદ્ધોને સૂવા માટેના બેડ, ગાદલાં કે બેસવા માટેની ખુરશી કેટલી સુવિધાજનક હશે, એ ચકાસવા માટે રીટાબહેન જાતે ફર્નિચરની શોપમાં ગયાં હતાં...

'તેઓ કદી કશું પરાણે કરતાં હોય એવું લાગ્યું નથી !' જમાઈ ચિંતનભાઈ રાજપરા સાસુ રીટાબહેનને 'રીટા બા' જ કહેતાં. રીટા બા સાથે તેઓ કોઈ જાતના ભાર વગર રહી શકતાં અને કાયમ એક ઘોખો કરતાં કે, મારે તો તમારી બાંધણીમાંથી જ એક શર્ટ સિવડાવવો છે અને જમાઈની આ 'ઉઘરાણી' જાણે ખૂબ ગમતી હોય તેમ રીટાબહેને કયારેય પોતાની એકેય બાંધણી ચિંતનભાઈને કાઢી ન આપી કારણ કે... જો બાંધણી આપી દે તો પછી જમાઈ ઘોખો શેનો કરે ? ચિંતનભાઈ કહે છે, 'માણસ દર વખતે પૈસો નહીં, સ્નેહ—કાળજી—હૂંફ ઝંખતો હોય છે અને એ હું'રીટા બા'માંથી શીખ્યો. જો કે તેમના જેવું હું (કે અન્ય કોઈ કદી) કરી ન શકું. રીટા બા એટલા બધાની સાથે ડેઈલી સંપર્કમાં રહેતાં. ખુશ્બુ, કૃતિ, કરિશ્મા, ત્રણ બહેનો, લંડનના કાંતિકાકા, બહેનોનાં બાળકો, વાડી અને વૃદ્ધાશ્રમ... રીટા બા સરેરાશ દરરોજ પચાસ ફોન કરતાં હતાં અને સતત બધાના સંપર્કમાં રહેતાં હતાં. તમે પાંચ દિવસ તો પાંચ વ્યક્તિને ફોન કરી જુઓ ? નહીં કરી શકો કારણ કે એ માટે પ્રેમ અને જવાબદારીની લાગણી જોઈએ. રીટા બામાં એ ભરપૂર હતી !'

' રીટામમ્મીના સંપર્કમાં આવવાનું મારે બહુ ઓછું બન્યું પણ ફોનમાં નિયમિત વાત થતી અને એવું જ લાગતું કે દેશમાં બેઠેલી મા ફિકર કરી રહી છે !' લોસ એન્જલસ સેટલ રીટાબહેન – રાજુભાઈ દોશીના સૌથી નાના જમાઈ અંકિત શાહના આ શબ્દો છે. કોરોનાને કારણે માત્ર કરિશ્મા દોશી સાથે લગ્ન કરીને ફરી લોસ એન્જલસ પહોંચી ગયેલા અંકિત શાહની રીટાબહેન રાજકોટ બેઠાં પણ ચિંતા કરતાં રહેતાં. ફોન કરે ત્યારે કાયમ કહેતાં કે, તમારે અમેરિકા થોડો સમય જ રહેવાનું છે...અંકિત શાહને યાદ છે કે રીટામમ્મીને ખબર પડી કે હું આગલી રાતે બનાવેલાં ભોજનને જ બીજા

દિવસે લંચ તરીકે જમું છું ત્યારે બહુ અપસેટ થઈ ગયેલાં. મારે તેમને ભારપૂર્વક સમજાવવું પડેલું કે અમેરિકામાં કામ કરવું હોય તો આ સામાન્ય છે પણ એ પછી એમનો દરેક વિડિયો કોલમાં આગ્રહ હોય કે, જલદી દેશમાં રહેવા આવી જાવ !

રીટાબહેનની આ વાત પણ એમની અણધારી વિદાય પછી સાચી પડી. કરિશ્માએ અંકિતને જણાવ્યું કે – તું ઈન્ડિયા આવી જા. મારે અહીં પપ્પા પાસે રહેવું છે... અને અંકિતે પણ નિર્ણય લઈ લીધો કે ઓકટોબર,૨૦૨૨માં અમેરિકા કાયમ માટે છોડીને રાજકોટ જઈને સેટલ થઈ જશે !

જેમની સાથે રહેવાનું બહુ ઓછું બન્યું એ ઉર્વશી ઉત્કર્ષ દોશી સાથે જોકે રીટાભાભી ફોનમાં લાંબી લાંબી વાતો કરતાં અને મોટાભાગે તેઓ ઉત્કર્ષ અને રાજુભાઈની જ વાતો કરતાં. ઉર્વશી અને ઉત્કર્ષની ૨૪ ઓગસ્ટ, ૨૦૨૧ના સગાઈ થઈ એ પછી આઠમા મહિને જ રીટાબહેને વિદાય લઈ લીધી હતી પણ ઉત્કર્ષનું માનવું છે કે, મમ્મીએ પોતાની રીતે ચોઘડિયાં જાણી જ લીધાં હશે એટલે જ અમારાં લગ્ન ૨૯મી નવેમ્બર, ૨૦૨૨ (રાજુભાઈ અને રીટાબહેન તેમજ કૃતિ અને ચિંતનભાઈ તથા ચિંતનભાઈનાં મમ્મી જાગૃતિબહેન અને પપ્પા વિજયભાઈનાં લગ્ન પણ ૨૯ નવેમ્બરે જ થયાં છે !) કરવાનો નિર્ણય પણ લેતી ગઈ હતી. ઉર્વશી કહે છે કે, 'હું જોબ અને સ્ટડી સાથે કરું છું એટલે અઢાર અઢાર કલાક બિઝી રહું પણ મમ્મીને એ ગમતું નહીં. તેઓ દરેક ફોનમાં કહેતાં કે આટલું બધું કામ કરવાની જરૂર નથી. મૂકી દે બધું હવે !'

'કાકી કે સાથ હર દો પહર કો મૈં બેઠતી થી !' પુત્રવધૂ કોંકણા ઉત્સવ દોશી તેના બંગાલી મિશ્રિત હિન્દીમાં કહે છે કે, '... ઔર આરામ સે બૈઠે બૈઠે હમ પંચાયત (પંચાત) કરતે થે. ઉન કો સબ કી પરવાહ રહેતી થી ઔર સચ્ચે દિલ સે વો સબ કા અચ્છા કરને કી જદ્દોજહદ મેં રહેતી થી !'

કોંકણા દોશીની આ વાતનું વિશ્લેષણ દોશી પરિવારના સૌથી મોટા જમાઈ શ્વેતાંગ મોનાણી સરસ રીતે કરે છે. તેઓ કહે છે કે, 'ઘરની, પરિવારની કે બીજી અનેક બાબતો માટે દોશી પરિવારમાં જાણે એક જ સોલ્યૂશન હતું : રીટાકાકી... અને રીટાકાકી પાસે એક જ વ્યક્તિ હતી દરેક નાનામોટાં કામ સોંપવા માટે અને એ વ્યક્તિ એટલે હું. મને કામ સોંપવા માટે કોઈ તેમને ટપારે તો તેનો જવાબ એક જ હોય : શ્વેતુ મારો જમાઈ થોડો છે ? એ તો દીકરો છે અને દીકરાને કહેવામાં સંકોચ કે વિવેક થોડો રાખવાનો હોય ? રીટાકાકી મારી ઓળખ જ એમ આપતાં કે આ મારો જમાઈ નથી. દીકરો છે !'

> આમ કરીને શું મહાદેવે રીટાબહેન અને આપણને ખાતરી કરાવી કે રીટાબહેન દોશી તો પુણ્યાત્મા જ હતો ?!

લેહ લદાખ દોશીપરિવાર ફરવા ગયો હતો ત્યારે લદાખની બજારમાંથી રીટાભાભી ખરીદી કરતાં હતાં. એક ગિફ્ટ તેમણે જમાઈ શ્વેતાંગભાઈ મોનાણીનાં ભાભી માટે પણ ખરીદી હતી ત્યારે શ્વેતાંગભાઈએ તેમને રોકેલાં પણ રીટાભાભીએ તેમણે ચૂપ રહેવાનો ઈશારો કરીને ભાભી માટેની ગિફ્ટ ખરીદી જ હતી. રાજુભાઈ દોશી

અને રીટાબહેન દોશીપરિવારનાં તમામ બાળકો લઈને (૨૦૦૬ થી ૨૦૧૨ દરમિયાન) સ્વીત્ઝર્લેન્ડ, ફ્રાન્સ, લંડન, સ્પેન, ઈટાલી, મલેશિયા, થાઈલેન્ડ, સિંગાપોર જેવા વિદેશમાં પણ પેટ ભરીને ફર્યા છે અને ત્યારે પણ રીટાભાભી પોતાના અને પ્રિયજનો માટે કાયમ દિલ ખોલીને શોપિંગ કરતાં. ઉત્સવ દોશી કહે છે કે, ' દરેક નાનાંમોટાં વેકેશનમાં અમે બધાએ માણાવદરમાં જ વિતાવ્યાં છે અને એ યાદગાર દિવસો છે અમારી જિંદગીના. મને યાદ છે કે રીટાકાકી ફેક્ટરીથી અમારા માટે કાર બોલાવી દેતાં અને ત્યાં જઈને અમે ક્રિકેટ રમતાં. રાતે વીસીઆર પર ફિલ્મો જોવાની. માણાવદર હોય કે વિદેશનો પ્રવાસ, અમને બાળકોને કાકા–કાકી સાથે જ સૌથી વધારે મજા આવે કારણ કે કાકા–કાકી હોય તો અમે દરેક પ્રકારનાં તોફાન કરીને આનંદ લઈ શકીએ !

રીટાબહેનને સ્ત્રીસહજ શ્રુંગાર, સાડી, ડ્રેસીસ સાથે મેચિંગ ચપ્પલ, બંગડી, આભૂષણો પહેરવાનો શોખ હતો અને પરફ્યુમ્સ પણ તેને અતિ વહાલાં. ખુશ્બૂ દોશી તો કહે જ છે કે, મા (રીટાબહેન)ના વોર્ડરોબમાં તમને દરેક રંગની સાડી કે ડ્રેસ મળે. રંગમાં અઢ્ઢાર – વીસનો તફાવત હોય તો તેને એ રંગ પણ પોતાના વોર્ડરોબમા ઉમેરવો જ હોય !

એવું નહીં કે દેશમાં કે વિદેશમાં હોય તો જ શોપિંગ કરવું હોય રીટાભાભીને, એ રાજકોટમાં હોય તો ય શોપિંગમાં નીકળી પડે અને પોતાના તેમજ અન્યો માટે પણ ખરીદી કરતાં રહે. દીકરી કરિશ્મા અને પુત્રવધૂ ચાંદનીનો તો એ કાયમી અનુભવ રહ્યો છે કે, રીટાકાકી સાથે શોપિંગમાં જઈએ ત્યારે અમારે પણ પર્સમાં પૈસા યા ક્રેડિટ–ડેબિટ કાર્ડ રાખવું જ પડે કારણકે કાકી પોતાની પાસેના તમામ પૈસાનું શોપિંગ કરી જ લે અને પછી પણ... એમનું શોપિંગ ચાલતું જ હોય !'

હરવા–ફરવાથી માંડીને પહેરવા–ઓઢવા સુધીના તમામ શોખ ઉપરાંત રીટાબહેન દોશીનો એક શોખ તીનપત્તી રમવાનો પણ હતો. જન્માષ્ટમી હોય કે પોતાની બહેનો આવી હોય કે વાડીએ મિત્રદંપતી આવ્યાં હોય, તેમની સાથે તીનપત્તી તો રમવું જ પડે. રમતાં રમતાં બોલે પણ ખરાં, રાજભા, તમે શું ગમે તેવાં પાનાંમાં ચાલ્યાં જ કરો છો... નાના માણસો સાથે તીનપત્તી રમતાં હોય અને એ લોકો હાર્યા હોય એટલા પૈસા રીટાબહેન તેમને પાછાં આપી દેતાં !

જોકે રીટાબહેનનો એક શોખ એવો હતો કે તેનાથી તેમના સંપર્કમાં આવનારા બધા ફિદા હતા અને ડરતા પણ હતા. એ શોખ એટલે સ્વાદિષ્ટ રસોઈ બનાવવાનો શોખ અને તેને અતિ આગ્રહ સાથે જમાડવાનો તીવ્ર હરખ. માણાવદરમાં તો એવું અનેક વખત બનતું કે જમવાના સમયે રાજુભાઈ દોશી ફેક્ટરીથી ફોન કરીને કહે કે મારી સાથે આઠ વ્યક્તિ પણ જમવા માટે આવે છે. બીજી કોઈપણ ગૃહિણી આ સાંભળીને અકળાઈ જાય પરતુ રીટાબહેન તો માત્ર એટલું જ કહે : વીસ મિનિટ પછી આવો, જમવાનું તૈયાર હશે... આવું તો અસંખ્ય વખત બન્યું પણ ક્યારેય રીટાબહેનની રસોઈના સ્વાદમાં કે જમાડવાના ઉમળકા – આગ્રહમાં લેશમાત્ર ઓછપ આવે જ નહીં. માણાવદરમાં અનેક વખત રીટાબહેનના હાથે બનેલું ભોજન લઈ ચૂકેલાં એડર્વટાઈઝીંગ ફિલ્ડના સિનિયર પર્સન મૂળુભાઈ બારોટના શબ્દો છે : જમાડતી વખતે રીટાભાભી એકદમ 'આક્રમક' બની જતાં અને એવા પ્રેમથી રૂવાબ કરીને જમાડતાં કે મારાથી કાયમ બમણું જમાઈ જતું હતું અને પછી તો ડાયનિંગ ટેબલ પાસે રીટાભાભી

ફરકે તો પણ ધ્રાસ્કો પડતો !

'હું એટલે જ રીટાકાકીનો ફેવરિટ દીકરો હતો !' શ્વેતાંગભાઈ મોનાણી કહે છે, 'કાકી રસોઈનાં શોખીન અને હું ખાવાનો શોખીન એટલે કાયમ બધાને ટોણો મારતાં બોલે કે, આ મારા શ્વેતુ દીકરાની જેમ જમતાં શીખો તમે બધા !'

જિંદગીનાં ચાલીસ વરસ રીટાબહેનના હાથે બનેલાં પરોઠાં અને ચા જમનારા રાજુભાઈ દોશીને તો હજુ એવું જ લાગે છે કે રીટાબહેન જેવાં પરોઠાં અને ચા કોઈ ન બનાવી શકે. શ્વેતાંગભાઈ મોનાણી તો રીટાકાકીના હાથના બટેટા પૌંઆ ખાઈ ચૂકયા છે એટલે તેમને બીજાએ બનાવેલા બટેટા પૌંઆ ખાવાનું છોડી દીધું છે. શૈલીબહેન સ્વીકારે છે કે રીટાભાભી જેવી દાળ હું કે કોઈ કયારેય બનાવી જ ન શકે. શૈલીબહેનના પતિ હેમંતભાઈ અજમેરા તો રીટાભાભીની દાળના રીતસર આશિક હતા અને બુધવારે તેમના હાથે બનેલી દાળ જમવાનો આગ્રહ રાખતા. જયુબહેન રીટાભાભીએ બનાવેલા મોહનથાળ અને અડદિયાનો સ્વાદ કદી ભૂલવાનાં નથી તો દીકરી કરિશ્મા શાહના સ્મરણમાં છે કે રીટામમ્મીએ બેંગ્લોર અને અમેરિકા પણ હાથે બનાવીને ગુલાબજાંબુ ખવડાવ્યાં હતાં. પલ્લવને પણ તેમની દાળ ઉપરાંત કાકીએ બનાવેલું પંજાબી ખૂબ ભાવતું.

કરિશ્મા સહિત દોશી પરિવારના ખુશ્બૂ, પલ્લવ, ઉત્સવ, કૃતિ અભ્યાસ માટે બેંગ્લોર, જર્મની, અમેરિકા, યોર્કશાયર, લંડન, બર્મિંગહામ, અમદાવાદ, વલ્લભવિદ્યાનગરમાં રહીને ભણ્યાં છે પણ રીટાબહેને 'શ્રુતિના'માં જાતે બનાવેલા મોહનથાળ, અડદિયા, ગુલાબ જાંબુ, ચોરાફળી, ચવાણું, મેંદાની પૂરી, ખાખરા, થેપલાંનું આખું પાર્સલ બધાં બચ્ચાંઓને દર મહિને દેશ–વિદેશ મોકલતાં જ રહેતાં. ઉત્સવ દોશી તો કાકીને જુદી રીતે યાદ કરતાં કહે છે કે, ' ઘરેથી એટલો નાસ્તો મોકલવામાં આવતો કે હું હોસ્ટેલના મિત્રો કે રૂમ પાર્ટનરમાં વહેંચતો ફરતો અને એટલે મિત્રો મારા પર વધારે ખુશ રહેતા !'

'એક વખત અમે ભાઈબહેનો ટેબલ પર જમતાં – જમતાં અંગ્રેજીમાં વાત કરતા હતા !' પલ્લવ દોશી કહે છે કે, ' એ જ વખતે કાકીનો વટહુકમ આવી ગયો હતો કે જમતી વખતે અંગ્રેજીમાં વાતો કરશો તો નહીં ચાલે... એ બધું મોંઢામોંઢ કહી દેતાં. આપણે સાંભળતા હોઈએ તો એવું જ લાગે કે, પેલા માણસને ખરાબ લાગી જ જશે પણ કાકીના ગુસ્સાથી, શબ્દોથી કે આક્રમક વલણથી સામેવાળાને કદી ખરાબ લાગતું જ નહીં કારણકે રીટાકાકીના બોલવામાં એક અલગ જ ભાવ રહેતો હતો !'

> ઘરની, પરિવારની કે બીજી અનેક બાબતો માટે દોશીપરિવારમાં જાણે એક જ સોલ્યૂશન હતું : રીટાકાકી...

કદાચ, આ રીટાબહેન દોશીના પ્રભાવી વ્યક્તિનો જ પ્રભાવ હતો. ૨૦૦૦ થી ૨૦૧૦ સુધી માણાવદરમાં રહીને જ રીટાબહેન શૈશવ સ્કૂલનું સંચાલન કરતાં હતા અને શૈક્ષણિક અનેક કાર્યો માટે જરૂરી કાર્યાલયોમાં કામ કરાવવાં પડતાં પરંતુ રીટાબહેનનો ઠસ્સો

એવો હતો કે કામ તેઓ ફોન પર જ પૂરાં કરાવી લેતાં. રીટાબહેન દોશી માણાવદર રહેતાં હતાં ત્યારે જો કોઈ અજાણ્યો બાઈકસવાર શેરીમાં બે ચક્કર મારે તો ત્રીજા ચક્કર વખતે રીટાબહેન તેને આંતરતા અને કાંઠલો પકડીને એવી રીતે ધમકાવતાં કે એ બાઈક સવાર એ શેરીમાં ફરી કદી દેખાતો નહીં. બાળપણમાં રીટામાસીની સામે જ રહેતા વિશાલભાઈ ભટ્ટ તો ત્યાં સુધી કહે છે કે, 'બીજા ચૂપ રહેતા કે મૂંગા મોઢે ચલાવી લેતા પણ રીટામાસી જ્ઞાતિ–જાતિનો ડર કે શરમ રાખ્યા વગર ગમે તેની સામે થઈ જતાં હતાં !'

તેમનો બેધડક સ્વભાવ, કોઈની શેહમાં ન રહેતું વ્યક્તિત્વ અને દરેક પડકાર કે મુશ્કેલીનો ઉકેલ લાવવાનો સ્પીરિટ એવો હતો કે તેઓ 'સંતોકબેન' તરીકે ઓળખાવા લાગ્યાં હતાં. ભૂલ કે બેદરકારી થાય ત્યારે રીટાભાભી જે–તે જવાબદાર વ્યક્તિનો ઉધડો લેતાં એ જોઈને ઉત્કર્ષ, ઉત્સવ કે પલ્લવ તો તેમને લાડમાં 'ગબ્બર' પણ કહેતા હતા. જો કે રીટાબહેન દોશીનો 'પરચો' ન મળ્યો હોય એ બધા માટે માણાવદરમાં તેઓ 'રીટાભાભી' જ હતા અને આ વિશેષણ તેમના માટે સ્કૂલના તમામ વિદ્યાર્થી અને વિદ્યાર્થિનીઓ પણ વાપરતાં એટલે રીટાબહેન ઘણી વખત પતિ રાજુભાઈ દોશીને કહેતાં ય ખરાં કે, રાજભા, જુઓ મારે કેટલાં બધાં દિયર અને નણંદ છે !'

❑ ❑ ❑

'સાચી વાત તો એ છે કે મા(રીટાબહેન)ના હિસ્સામાં લગ્ન પછી સારા દિવસો જોવાના ખૂબ મોડા આવ્યા !' રાજુભાઈ દોશી પછીના 'બીજા પ્રેમ' જેવી વ્યક્તિ રીટાબહેન દોશી માટે ખુશ્બૂ (ચંદ્રકાન્ત દોશી) મોનાણી રહી છે અને આ તેના શબ્દો છે. રીટાબહેન દોશીના આંતરમનને કદાચ, રાજુભાઈ દોશી કરતાં પણ વિશેષ ખુશ્બૂ જ અનુભવી શકી છે. ખુશ્બૂ કહે છે, 'તમે મારી મા (રીટાબહેન)નો લાઈફ સ્પાન જ જુઓ. વીસ વરસની જ ઉંમરે તેણે પત્ની, પુત્રવધૂ, માસી, મા અને વહુવારુની જવાબદારી સંભાળી લેવાની આવી. એ વખતે કિશોરકાકા અને નીતાકાકી સરકારી નોકરીને કારણે ભાવનગર હતાં. માણાવદરના ઘરની જવાબદારી મા (રીટાબહેન) પર જ હતી. એ વખતે આજ જેવા સુખ–સમૃદ્ધિ અને સુવિધા નહોતા. મારાં મમ્મી (શ્રુતિબહેન)ની બિમારી પાછળ આર્થિક રીતે અમે ઘસાઈ ગયાં હતાં. પછી દાદા (નાનાલાલભાઈ દોશી)દેવ થઈ ગયા. રાજકોટ ફેકટરી શરૂ થઈ એટલે લગભગ ત્રણ વરસ કાકા (રાજુભાઈ દોશી) અપડાઉન કરતા રહ્યા. તેઓ રાતે નવ–દશ વાગે ફેકટરી પરથી માણવાદર પહોંચે અને વહેલી સવારે નીકળી જાય. ઉત્કર્ષની બિમારીને કારણે પંદર વરસ સુધી મારી મા (રીટાબહેન) પતિ અને એક પુત્રી (કરિશ્મા) અને આખા દોશી પરિવારની સાથે રહેવાની ખુશીથી વંચિત જ રહી. પહેલા પપ્પા અને કાકા (ચંદ્રકાંતભાઈ અને રાજુભાઈ દોશી) મશીન બનતું હોય તો રાતના ચાર વાગ્યા સુધી ફેકટરી પર જ રહેતા એટલે એ અજંપો પણ મા (રીટાબહેન)માં ઉમેરાયો હશે... દીકરાને મોટો કરવાનો હતો એટલે પતિથી દૂર રહેવાનું આવ્યું. દીકરીને ભણાવવાની હતી એટલે કરિશ્મા તેમનાથી દૂર રહી અને સાસુ (ચંપાબહેન)ને સાચવવાનાં હતાં તો ઉત્કર્ષ અને કૃતિને મોટી ય કરવાની હતી... મારી મા (રીટાબહેન)એ સતત એક અધૂરપ સાથે જ જીવવાનું આવ્યું એટલે એ ટચી, ભાવુક અને થોડીક ઉગ્ર સ્વભાવની થઈ જાય તો તેમાં નવાઈ શી ?'

... પણ રીટાબહેનની દુનિયા એટલે દોશીપરિવાર. તેમનું બ્રહ્માંડ એટલે તેના સંપર્કમાં આવેલા તમામ લોકો અને તેમની ધરી(કેન્દ્રબિંદુ) એટલે રાજુભાઈ દોશી...

૧૯૮૧–૨૦૦૬. સતત પચ્ચીસ વરસ સુધી ફેકટરી અને બિઝનેસમાં બિઝી રહેલા રાજુભાઈને કદી બર્થ ડે કે મેરેજ એનિવર્સરી યાદ આવી નહોતી અને રીટાભાભીને કદી તેનો હરખશોક પણ નહોતો રહેતો.પોતાના 'જીવ'ની વાત કરતા રાજુભાઈ દોશી કહે છે કે, ' રીટાનું મોઢું બે સમયે અવશ્ય બગડતું. 'શ્રુતિના'માં દર વરસે સો કિલો જેટલા અડદિયા એ બનાવતી અને સવાર–સાંજે એક–એક અડદિયો મને ખવડાવતી. એ ફરજિયાત જેવું રહેતું. જો હું ના પાડું તો તેનો મૂડ ખરાબ થઈ જાય. હું બરાબર ન જમું કે ઓછું જમું તો પણ તેનું મોઢું પડી જાય... એ જાણે કે રાતે જમવામાં મારે પરોઠાં સિવાય કંઈ ન જ જોઈએ છતાં દરરોજ ફોન કરીને પૂછે કે રાજભા, રસોઈ શું બનાવું ? મારો જવાબ નક્કી જ હોય છતાં એ પૂછે જ. કયારેક હું રીટાને કહું કે આજ બહુ તીખું ખાવાની ઈચ્છા થઈ છે, તો એ મારા માટે તીખા પૂડલા અને લસણવાળું શાક બનાવે પણ એ દિવસે એ ખુશ વધારે હોય !'

પ્રેમાળ દંપતીની જેમ રાજુભાઈ દોશી – રીટાબહેન દોશી વચ્ચે પણ મીઠા ઝઘડા અને રિસામણા થતાં રહેતાં. માણાવદરમાં રહેતાં ત્યારે ઉત્કર્ષે એક બર્થ ડે પર બાઈકની ઈચ્છા વ્યક્ત કરેલી પણ રીટાભાભી ઈચ્છતાં નહોતાં કે ઉત્કર્ષ (કારની બદલે) બાઈક પર સ્કૂલે આવ–જા કરે. ફોન પર તો પતિદેવને લાગ્યું કે પત્નીની વાત સાચી છે એટલે બાઈક ગિફ્ટ આપવાનું રદ થયું પરંતુ પતિ પર પિતા ચડિયાતો પુરવાર થયો. ઉત્કર્ષના બર્થ ડે પર રાજુભાઈ બાઈક લઈને માણાવદર પહોંચી ગયા એટલે સ્વાભાવિકપણે રીટાબહેનને આ ન ગમ્યું.

રીટાબહેને જેને (નામથી નહીં પણ) કાયમ 'બેટા' કહીને બોલાવતાં એ પુત્રવધૂ ચાંદની પલ્લવ દોશી કહે છે કે, 'કાકા–કાકી એકબીજા સાથે રિસાયાં હોય તો અમને ખબર પડી જ જાય કારણ કે બન્ને એવા સ્નેહાળ કે તેમની હાજરી– હાજરજવાબી વાતાવરણને ધબકતું રાખે પણ 'મીઠો ઝઘડો' થયો હોય તો બન્ને મૌન હોય... અને કોઈનું માને નહીં, પણ અમે બાળકો જ તેમને મનાવી–ફોસલાવીને ફરી બોલતાં કરીએ !

એક પ્રસંગ જાણો. ૭ માર્ચ, ૨૦૨૧ના રોજ રાજુભાઈ દોશીનો સાંઈઠમા વરસમાં પ્રવેશ થતો હતો તેથી રીટાબહેને દોશી પરિવારનાં બચ્ચાંઓ સાથે એક મહિના અગાઉથી તૈયારી કરવા માંડી હતી. ડેકોરેશન, ફૂડ, સૌથી વધુ અંગત લોકોને આમંત્રણ, ગિફ્ટ, ડ્રેસ કોડ... બધું જ રાજુભાઈ દોશીથી ખાનગીમાં ચાલતું હતું કારણ કે રાજુભાઈ દોશીને સરપ્રાઈઝ આપવાની હતી. દોશીપરિવારના તમામ સભ્યો માટે ગમે તે કક્ષાની ઉજવણી કરવામાં બેહિસાબ ખુશી મેળવતા રાજુભાઈ દોશીને જો કે પોતાના માટે આવી ઉજવણી થાય તેમાં બિલકુલ રસ નહીં... શ્રુતિના માં તેમના બર્થ ડેના દિવસે

રીટાબહેનને સ્ત્રી સહજ શ્રૃંગાર, સાડી, ડ્રેસીસ સાથે મેચિંગ ચપ્પલ, બંગડી, આભૂષણો પહેરવાનો શોખ હતો અને પરફ્યુમ્સ પણ તેને અતિ વહાલાં.

તૈયારીને અંતિમ ઓપ અપાતો હતો ત્યારે બધી વાતોથી અજાણ રાજુભાઈએ ફેકટરીથી રીટાભાભીને ફોન કર્યો : 'તું ફેકટરી પર આવી જા, આપણે વાડીએ જવું છે અને (બર્થ ડે પર) ત્યાં જ રહીશું !'

રીટાબહેન માટે એક તરફ ખાઈ અને એક તરફ કૂવા જેવું ધર્મસંકટ થઈ ગયું. અત્યંત પ્રિય એવી વાડીએ જવાની ના પાડે તો પતિને તરત શંકા જાય અને ન પણ ગમે... અને 'હા' પાડે તો બર્થ ડે ની ઉજવણી માટે બોલાયેલા પચાસ લોકોને કહેવું શું ? ચાંદની પલ્લવ દોશી કહે છે, 'કાકા માત્ર અમારું(બાળકોનું) જ માને અને અમારા માટે જે ન કરવું હોય, એ કરવા પણ તૈયાર થાય. આખરે અમે બધાએ કાકાને ફોન કરીને કહ્યું કે અમારે તમારી સાથે રહેવું છે એટલે (વાડીએ જવાની બદલે) તમે શ્રુતિના પર જ આવો !'

રાજુભાઈ દોશીએ એમ જ કર્યું અને ૭ માર્ચ, ૨૦૨૧નો દિવસ દોશીપરિવાર માટે યાદગાર બની રહ્યો !

❑ ❑ ❑

'મા(રીટાબહેન) દિમાગથી નહીં, કાયમ દિલથી વિચારતી અને જીવતી હતી !' ખુશ્બૂ મોનાણી (દોશી) કહે છે : 'દિલમાં જે કંઈ હોય એ તે બોલી નાખતી કારણ કે એ ભોળી હતી. આજે કોઈના પર ગુસ્સે થઈ હોય તો પણ શકય છે કે બીજા દિવસે તેના માટે માનતા રાખી પણ લે. કોઈના દુઃખે તરત દુઃખી થઈ જાય. એ કામ કરી જાણતી અને કામ કરાવી પણ શકતી હતી. અમે જોયું છે કે ભાષાનું જ્ઞાન ન હોવા છતાં જર્મનીમાં બહાર જઈને એ અજમો અને હિંગ શોધીને ખરીદી લાવી હતી અને પેરિસમાં એકલી જઈને બેગ ખરીદી લાવી હતી !'

'મમ્મી કાયમ કહેતી કે ખોટું બોલીશ તો મને નહીં ગમે. આ વાત મારા દિમાગમાં એવી ઘર કરી ગઈ છે કે હવે કોઈ મારી સામે ખોટું બોલે તો મારાથી પણ સહન નથી થતું !' રીટાબહેન દોશી સાથે સૌથી ઓછું રહેનારી પુત્રી કરિશ્મા દોશી કહે છે. કરિશ્મા કિશોરભાઈ અને નીતાબહેન દોશી પાસે રહીને જ ભણી હતી. એ સત્તર–અઢાર વરસની થઈ ત્યારે રીટાબહેન અને ઉત્કર્ષ માણાવદરથી રાજકોટ શિફટ થયા હતા પણ એ પછી કરિશ્મા ચાર વરસ બેંગ્લોર અને સાડા ત્રણ વરસ અમેરિકા ઉચ્ચ શિક્ષણ માટે રહી એટલે મમ્મી રીટાબહેન સાથે સતત રહેવાનું તેને બન્યું જ નહીં. હા, અમેરિકા – બેંગ્લોરથી રીટાબહેન સાથે વાત દરરોજ થતી હતી. કરિશ્મા કહે છે, 'ફેબ્રુઆરી, ૨૦૨૦ થી એટલે કે બે વરસ હું મમ્મીની સાથે જ રહી અને અમે ખૂબ નજીક આવી ગયાં હતાં. તેને ગેસ્ટ્રીક તકલીફને લીધે દુઃખાવો થાય તો તે મને જ ફોન કરીને ઓફિસેથી શ્રુતિનામાં બોલાવી લેતી... મમ્મીની જેમ હું પણ શિવભક્ત છું અને ૨૦૨૧માં મેં રુદ્રાભિષેક યજ્ઞ કરાવવાની વાત કરી ત્યારે મમ્મી દિલથી રાજી રાજી થઈ ગઈ હતી !'

જોકે શિવભક્ત પુત્રી કરિશ્માએ તેની ઓફિસમાં બેસવાનું શરૂ કર્યું ત્યારે અચાનક એક દિવસ રીટાબહેનને ખબર પડી કે કરિશ્માની ઓફિસમાં મંદિર નથી અને દીવાબત્તી થતાં નથી. એ દિવસે રીટાબહેન કરિશ્માને માતૃસહજ લાડથી ખિજાયાં અને બીજા જ દિવસે કરિશ્માની ઓફિસમાં મંદિર

થઈ શકે એ વાસ્તે મહાદેવની ફોટોફ્રેમ, દીવો, વાટ, દિવેલિયું, ઘી, અગરબત્તી અને માચીસ સુધીની સામગ્રી એકઠી કરી લીધી. રાતે પોતાનો સામાન પેક કરતી વખતે કરિશ્માને તેમણે તાકીદ પણ કરી કે, તું કાલે જ તારી ઓફિસમાં મંદિર બનાવીને દીવાબત્તી કરવા માંડજે... હું મસુરીથી ફોન કરું ત્યારે ઓફિસમાં મંદિર થઈ જવું જોઈએ !

એ સોળમી એપ્રિલ, ૨૦૨૨ની રાત હતી. બીજા દિવસે પતિ રાજુભાઈ દોશી સાથે રીટાબહેન વહેલી સવારે જ મસુરી જવા નીકળી જવાનાં હતાં !

૧૭ એપ્રિલની સવારે મસુરી જવા નીકળતાં પહેલાં 'શ્રુતિના'માં હાજર સ્વજનો સાથે રીટાબહેનની અંતિમ સેલ્ફી



જીવ...
તને જોયાં વિના પણ,
તને જોઈ શકું છું.
તારા બોલ્યાં વિના પણ
તારા પ્રત્યેક શબ્દોને કળી શકું છું.
માનું છું કે,
બહુ દૂર છો મારાથી પણ,
તારી નજીક નથી આવી શકતો પણ
તને અસીમ પ્રેમ કરી શકું છું!



## ૧૭ એપ્રિલ, ૨૦૨૨
ચૈત્ર વદ એકમ, રવિવાર

૧૭ એપ્રિલ, ૨૦૨૨.

એ સવારે રાજકોટ એરપોર્ટ પર સુરક્ષા જાંચ,પતાવીને રાજુભાઈ અને રીટાબહેન દોશી અન્ય ચાર મિત્રદંપતી સાથે લોન્જમાં પહોંચી ગયા પછી બધાના ચહેરા પર હળવાશની માત્રા વધી ગઈ હતી. જો કે રીટાબહેનને અંદરખાનેથી નાનકડો ચચરાટ પજવતો હતો : જયુબહેન અને અનુપભાઈ મોદી તથા રાજેશ ગંડેચા અને તેમનાં પત્ની પુષ્પાબહેન પોતાની સાથે ન હોવાનો ચચરાટ.

સામાન્ય રીતે આવું બનતું રહેતું. છ અંગત મિત્રદંપતીમાંથી કોઈકને કોઈ, અનિવાર્ય કારણોસર પ્રવાસમાં સામેલ ન થઈ શકતું પણ કોણ જાણે કેમ, આજે જયુબહેન – અનુપભાઈ મોદી અને રાજેશભાઈ – પુષ્પાબહેનની ગેરહાજરી રીટાભાભીને વધારે ખટકી રહી હતી. તેમણે પતિ રાજુભાઈ દોશી પાસે એરપોર્ટની એ લોન્જમાં વાત ઉચ્ચારી પણ એ જ વખતે સરલાબહેન દેકીવાડિયાએ કશીક વાત કરી એટલે જયુબહેન – અનુપભાઈ તેમજ રાજેશભાઈ – પુષ્પાબહેનની ગેરહાજરીવાળી વાત દબાઈ ગઈ. સરલાબહેનને જવાબ આપતી વખતે રીટાભાભીને એ ધરપત યાદ આવી ગઈ કે મસુરીના આ પ્રવાસમાં પહેલાં તો સરલાબહેન અને તેમના પતિ રસિકભાઈ (ભીખાભાઈ) દેકીવાડિયા પણ જોડાવાના નહોતા... દરઅસલ, રસિકભાઈ (ભીખાભાઈ)ના ભત્રીજાની સગાઈ ૨૨ એપ્રિલે હતી અને રાજુભાઈ દોશીએ મિત્રો સાથે મસુરી જવાનો કાર્યક્રમ ગોઠવેલો, એ ૧૭ એપ્રિલથી ૨૪ એપ્રિલ, ૨૦૨૨ સુધીનો હતો. રીટાભાભીનો ફોન આવ્યો ત્યારે જ આ વાત ભીખાભાઈએ કહેલી પણ રીટાભાભીએ તરત કહેલું : 'રાજુ, એ માટેનો રસ્તો કાઢશે પણ તમે બન્ને મસુરી આવો છો !'

લાડમાં 'રાજભા' કહેતાં પતિ રાજુભાઈ દોશીને તેમણે ભીખાભાઈ – સરલાબહેનની સમસ્યા કહી એટલે એ જ ક્ષણે રાજુભાઈએ દેકીવાડિયા દંપતી માટેની વ્યવસ્થા વિચારીને અમલ કરી દીધો. ભીખાભાઈને ફોન કરીને કહી પણ દીધું કે, તમારા બન્નેની ફલાઈટની રિટર્ન ટિકિટ ૨૧મી એપ્રિલની કરાવી છે, જેથી તમે ભત્રીજાની સગાઈમાં ઉપસ્થિત રહી શકો...

– સગાઈમાં પણ ઉપસ્થિત રહી શકાશે – ની ધરપત મળી એટલે દેકીવાડિયા દંપતી પણ હરખભેર મસુરી જવા માટે એરપોર્ટ પહોંચી ગયું હતું. એનાઉન્સમેન્ટ પછી પાંચેય દંપતી રાજકોટથી દિલ્હીની ફલાઈટમાં ગોઠવાયું અને સૂચના મુજબ, મોબાઈલ ફોન 'એર–મોડ'માં શિફટ કરાયાં ત્યારે રાજુભાઈ દોશીથી સહજપણે વિચારાઈ ગયું કે દિલ્હીથી દહેરાદૂનથી ફલાઈટમાં ગોઠવાતાં પહેલાં એક વખત ફોન કરી બધાં બાળકો સાથે વાત કરી લઈશ કારણ કે...

એ રાજુભાઈની પરંપરા હતી. બહારગામ હોય ત્યારે ચૂકયાં વગર બાળકો સાથે વાત કરે જ. આજે તો એ આવશ્યક પણ હતું કારણ કે, મોટા કિશોરભાઈ અને નીતાભાભી પણ આવતીકાલે રાતે મસુરીથી પરત રાજકોટ પહોંચવાનાં હતાં. મોટા દેવયાનીભાભી પણ પાંચમી એપ્રિલથી સંબંધીને ત્યાં સપ્તાહમાં સામેલ થવા હરિદ્વાર ગયાં હતાં. બે દિવસ પછી, ૨૦ એપ્રિલે ઉત્સવ અને ખુશ્બૂ પણ દિલ્હી જવાનાં હતાં !

❑ ❑ ❑

ખુશ્બૂ. આમ તો એ માણાવદરના દોશીપરિવારના સૌથી મોટા પુત્ર ચંદ્રકાંતભાઈ દોશીની પુત્રી પણ કાકા રાજુભાઈ દોશીના જીવન સાથે તો જાણે નાળસંબંધ હોય તેવું પરોક્ષ ખુશ્બૂનું પ્રદાન. કાકા રાજુભાઈ દોશીના 'જીવ' રીટાબહેન સાથેના ગાઢ કે આત્મીય સંબંધ જન્માવવામાં પણ ખુશ્બૂનો જ ફાળો. સચ્ચાઈ તો એ છે કે ખુશ્બૂનો તો ત્યારે જન્મ પણ થયો નહોતો છતાં રાજુભાઈ – રીટાબહેનના માઈલસ્ટોન સરીખા દામ્પત્યજીવનમાં એ નિમિત્ત બની હતી !

'શ્રુતિભાભી ગર્ભવતી થયાં એટલે તેની દેખરેખ માટે, સધિયારો આપવા માટે રીટાનું અમારા માણાવદરના ઘેર આવવાનું વધી ગયું હતું!' રાજુભાઈ દોશી કહે છે. મોટા બહેનની સગર્ભાવસ્થા માટે માણાવદર આવતાં થયેલાં રીટાબહેન સાથે રાજુભાઈનો પરિચય તો ચંદ્રકાંતભાઈ અને શ્રુતિબહેનના લગ્નપ્રસંગથી જ હતો. હસમુખો સ્વભાવ, નમણો ચહેરો, વાચાળ પ્રકૃતિ અને બહુ ઓછો જોવા મળે તેવાં બેફિકરા સ્વભાવને કારણે ચાલીસ કિલોનાં રીટાબહેનની એક ચિરંજીવ ઈમેજ તો રાજુભાઈના દિલમાં અંકિત થઈ જ ગયેલી પણ શ્રુતિભાભીની પ્રેગનન્સી વખતે રીટાબહેન છેક બગસરાથી માણાવદર અવાર – નવાર આવતાં રહેતાં અને આઠ – દશ દિવસ રોકાતાં.

એ માર્ચ, ૧૯૮૨ પછીનો સમયગાળો હતો. પાંચ મહિના પછી (૨૪ જુલાઈ, ૧૯૮૨) ખુશ્બૂનો જન્મ થવાનો હતો અને સ્વાભાવિક છે કે એ પછી રીટાબહેનનું બગસરાથી બહેનના સાસરે આવવાનું ઓછું અથવા બંધ થઈ જવાનું હતું પણ...

શ્રુતિભાભીની સગર્ભાવસ્થાના એ છેલ્લા ચાર મહિના આવનારાં ચાલીસ વરસ (૧૯૮૨થી ૨૦૨૨) એક અત્યંત પ્રેમાળ, ઠાવકા અને પ્રસન્ન દામ્પત્યજીવનનો સંગીન પાયો બનનારાં સાબિત

થયાં. વિધાતાએ એ પછી નિષ્ઠુર લાગે એવા ઘટનાક્રમ સર્જ્યા કે ખુશ્બૂ પોણા બે વરસની થઈ એ દરમિયાન જ માતા શ્રુતિબહેનની તબિયત સતત લથડતી રહી અને એ કારણે જ રાજુભાઈ દોશી અને દોશીપરિવાર સાથે ખૂશ્બુના માસી રીટાબહેનનું બોન્ડિંગ બરકરાર રહ્યું.

કુદરત કશું અકારણ કરતી નથી અને કુદરતના દરેક નિર્ણય પાછળ કોઈ સારો સંકેત (દેખાતો ભલે ન હોય !) હોય જ છે : એવી બે દૃઢ માન્યતા અને વિશ્વાસ છે, જે દરેકના જીવનમાં કયાંક ને કયાંક લાગુ પડે જ છે. 'દોશીપરિવાર' પુસ્તક વાંચનારા જાણે જ છે છતાં અહીં તેનું પુનરાવર્તન સ–કારણ કરું છું, જેથી કિમીયાગર કુદરતની લીલાનો પ્રભાવ સમજી શકાય... ખુશ્બૂના જન્મ પહેલાં જ ચંદ્રકાંતભાઈથી નાના કિશોરભાઈ ગુજરાત સરકારના લેબર ઓફિસર તરીકે માણાવદર છોડીને ભાવનગર ગયા હતા. ખુશ્બૂના જન્મ પછી શ્રુતિબહેનની હાલત દિન–બ–દિન બગડતી જતી હતી એટલે સમગ્ર દોશીપરિવાર અને ચંદ્રકાંતભાઈ શ્રુતિબહેનની સચોટ તેમજ કારગર સારવાર કરાવવાની જદ્દોજહદમાં પડયા હતા. માણાવદરમાં સતત એકમાત્ર રાજુભાઈ રહેતા હતા અને ખુશ્બૂ (પોણા બે વરસ)માટે માસી રીટાબહેન સતત માણાવદર આવતાં–જતાં રહેતાં હતાં અને એ દરમિયાન જ રાજુભાઈ અને રીટાબહેન વચ્ચેનો સૂર ધીમે ધીમે એક અવાજ બનતો જતો હતો.

રીટાબહેન એ વખતે પણ મહાદેવમાં અપ્રતિમ શ્રદ્ધા અને વિશ્વાસ ધરાવતાં હતાં. બગસરાના મહાદેવ મંદિરે દરરોજ દર્શન કરવાનો તેમનો નિત્યક્રમ. એક વખત તેમનાથી અનાયાસ મહાદેવ સમક્ષ ધોખો થઈ ગયો કે હું તો રોજ તમારી પાસે, તમારા દર્શન કરવા આવું છું. તમે તો એકવાર મારા ઘેર આવો, ભોળાનાથ...

એ જ સમયે મંદિરેથી પરત ઘેર આવતાં બગસરાના તેમના ઘરના પાણિયારા પર એક નાગદેવતાએ દર્શન દીધા હતા, જાણે મહાદેવે પોતાની હાજરી પુરાવી હતી... રાજુભાઈ જો કે આવી બધી વાતોમાં માને નહીં પરંતુ રીટાબહેનની દરેક વાતો સર આંખો પર ચડાવતાં રહ્યાં, આજીવન.

'મેં ફક્ત એક વખત રીટા સાથે 'રમત' રમી હતી અને એ એટલા માટે કે કૈલાસ માનસરોવરમાં ઊંચાઈને કારણે હવા પાતળી હોય અને એ કદાચ, રીટાની તબિયતને માફક ન પણ આવે !' રાજુભાઈ દોશી કહે છે. ૨૦૧૬માં રીટાબહેને કૈલાસ માનસરોવર જવાની ઈચ્છા વ્યક્ત કરી એટલે એ યાત્રાનું આયોજન કરતા પ્રોફેસર યશવંત ગોસ્વામીને ઘેર બોલાવવામાં આવ્યા હતા. જો કે યશવંતભાઈને અગાઉ જ ફોન કરીને રાજુભાઈએ કહી દીધેલું કે, તમે એવું જ રાખજો કે તમારે (રીટાબહેનને) આ યાત્રા ન કરાય કારણ કે એ બહુ મુશ્કેલ અને કષ્ટદાયી છે. કિશોરભાઈ અને નીતાભાભીએ આ યાત્રા દરમિયાન બહુ યાતના વેઠી હતી... યશવંત ગોસ્વામીએ પણ એ જ વાત રીટાબહેનને સમજાવવાની કોશિશ કરી પણ મહાદેવ–પ્રેમી રીટાબહેને મચક ન આપી એટલે...

> સચ્ચાઈ તો એ છે કે ખુશ્બુનો તો ત્યારે જન્મ પણ થયો નહોતો છતાં રાજુભાઈ - રીટાબહેનના માઈલસ્ટોન સરીખા દામ્પત્ય જીવનમાં એ નિમિત્ત બની હતી

કૈલાસ–માનસરોવરની એ યાત્રા પણ રીટાબહેનને લઈને રાજુભાઈએ કરી. એ યાત્રામાં મોટાંભાભી, જયુબહેન, અનુપભાઈ, હેમંતભાઈ અને અશોક તેમજ જ્યોતિ પરમાર વગેરે પણ જોડાયાં હતાં. માત્ર રીટાબહેનની જ ઈચ્છા હોવાથી ભારતના બારે બાર જ્યોતિર્લિંગની યાત્રા પણ રાજુભાઈએ તેમની સાથે કરી હતી. રાજુભાઈ કહે છે, 'હું ઘણી વખત રીટાને કહેતો કે હું આ બધામાં નથી માનતો પણ તું કહેશે તો તારી પાછળ–પાછળ હાલ્યો આવીશ !'

'ભલે રાજ'ભા, તમે મારી પાછળ પાછળ ચાલજો ! રીટાબહેનનો જવાબ રહેતો : 'તમને જ્યોતિર્લિંગની યાત્રા કરાવવા જ મને મહાદેવે પ્રેરણા આપી છે !'

❑ ❑ ❑

૧૭ એપ્રિલ, ૨૦૨૨ની રાજકોટ–દિલ્હીની ફલાઈટમાં પણ રાજુભાઈ દોશી એમ જ બેઠા હતા, રીટાબહેનની ઈચ્છા પાછળ ચાલતાં – ચાલતાં. ખરેખર બનેલું એવું કે રીટાબહેનનાં જેઠ–જેઠાણી કિશોરભાઈ અને નીતાભાભી મસુરી જવા ૧૧ એપ્રિલે નીકળેલા તેના અઠવાડિયા પહેલાં જ તેમણે રીટાભાભીને કહેલું કે, તમારે પણ આવા ઉનાળામાં થોડા દિવસ મસુરી જેવા ઠંડા પ્રદેશમાં જઈને રહેવું જોઈએ...

એ જ સાંજે ફેકટરીથી આવી ગયેલા રાજુભાઈ દોશીને તેમણે મસુરી જવાની ઈચ્છા વ્યક્ત કરી એટલે રાજુભાઈએ પોતાના છ એ છ 'માણાવદરિયા' મિત્રદંપતી સાથે મસુરી જવાનો પ્રોગ્રામ બનાવી નાખ્યો. બીજા દિવસે ફલાઈટ અને હોટેલનાં બુકીંગ થઈ ગયાં પણ હજુ ૧૭ મી એપ્રિલ આવવાને સમય હતો.

'મને નામ યાદ નથી આવતું પણ આ દિવસોમાં જ મેં કોઈને કહેલું કે આ વખતે મસુરી જવા માટે મન તૈયાર થતું નથી છતાં રીટાની ઈચ્છા હોવાથી પ્લાનિંગ કર્યું છે !' રાજુભાઈ આંખમાં આવી ગયેલાં ઝળઝળિયાં લૂછવા ચશ્માં ઉતારી નાખતાં કહે છે. જો કે તેમની આવી અનિચ્છા પાછળનું ખરું કારણ તો એ હતું કે, પંદરેક દિવસથી રીટાબહેનની પાચનની તકલીફો ઓછી કરવા માટે તેમણે (રીટાભાભીની) ભોજનપ્રથા બદલી હતી અને તેની ખૂબ સારી અસર હતી તેથી એ ભોજનપ્રથાને વળગી રહેવું જરૂરી હતું પણ... મસુરીમાં એ ભોજનપ્રથા અને પરેજીનું સંપૂર્ણ પાલન નહીં થઈ શકે એ રાજુભાઈ જાણતા હતા અને એટલે જ રાજુભાઈની મસુરી જવાની ખૂબ જ ઓછી ઈચ્છા હતી છતાં રીટાબહેનની ઈચ્છા હોવાથી મસુરી જવા રવાના થયા.

બીજા જ દિવસે એટલે કે ૧૮મી એપ્રિલે કિશોરભાઈ દોશી મસુરીથી પાછાં આવ્યા ત્યારે અકારણ જ તેમનો ચહેરો સૂજી ગયો હતો. ઉત્કર્ષને અચાનક એક આંખમાં ઝાંખપ વરતાવા લાગી હતી. કરિશ્માને પણ અકારણ જ સ્વાસ્થ્યમાં તકલીફો શરૂ થઈ હતી. કુદરત આ રીતે સંકેતો આપી રહી હતી પણ આ ત્રણ પૈકીની એકેય વાતની જાણ મસુરી પહોંચી ગયેલા કોઈને નહોતી. જો આમાંથી એકપણ ઘટનાની જાણ રીટાબહેનને થઈ હોત તો ચોકકસ પ્રવાસ ટુંકાવીને તેઓ એ જ દિવસે રાજકોટ આવી ગયાં હોત !

મસુરી જતાં પહેલાં રાજુભાઈને અજંપો થતો હતો. જો કે રીટાબહેનની ઈચ્છા પૂરી કર્યાના આનંદમાં એ અજંપો દટાઈ ગયો અને... તેમનું પ્લેન દિલ્હી એરપોર્ટ પર લેન્ડ થયું.

દહેરાદૂનની ફ્લાઈટ માટે હજુ સમય હતો એટલે જમવા માટે બધાએ એરપોર્ટની લોન્જમાં જ આવેલી એક રેસ્ટોરન્ટે ગોઠવેલી ખુરશીઓ પકડી અને ભાતાં ખૂલ્યાં. 'રાજુ અને રીટાબહેન સાથેના અમારા પ્રવાસની ખાસિયત હતી !' માણાવદરનાં પૂજાબહેન મહેતા કહે છે : 'થેપલાં, ગાંઠિયા, છુંદો વગેરે ઘરેથી અમે સાથે જ લીધું હોય અને મોટાભાગે અમે પ્રવાસમાં એ જ ખાઈએ !'

'– અને બીજી ખાસિયત એ કે... ' પૂજાબહેનના પતિ અને રાજુભાઈ દોશીના મિત્ર મનીષભાઈ મહેતા કહે છે, 'અમે ચા માટેનો હોલ્ટ પણ ત્યાં જ કરીએ, જયાં ચા મને કે રીટાબહેનના હાથે જ બનાવવા દેવાય. રાજુ રીટાબહેનના (અને પછી મારા) હાથે બનેલી ચા જ પીવે. એક જગ્યાએ અમને જાતે ચા બનાવી લેવાની ના પાડવામાં આવી તો રાજુ ઊભો થઈ ગયેલો : 'પીવી હોય એ લોકો પી લ્યો. હું અહીં ચા નહીં પીઉં !'

દિલ્હી એરપોર્ટની લોન્જમાં ઘેરથી લાવેલો નાસ્તો કાઢી રહેલાં બધા જરા હળવા મિજાજમાં હતા પણ ત્યારે જ તેમાં ખલેલ પડી. રેસ્ટોરાંની એક લેડીએ બહાર આવીને રીટાબહેન સહિત બધાને રોકયાં કે અમારા પરિસરમાં તમે (તમારો) નાસ્તો ન કરી શકો... જો કે એમ કંઈ આપણી કાઠિયાવાડી મહિલાઓ ગાંજી જાય નહીં. થોડી તુંતા પછી બધાએ ફેંસલો સૂણાવી દીધો કે, 'અમે તો અહીં જ જમીશું, જાવ તમારાથી થાય તે કરી લો !'

– અને વટભેર રાજુભાઈ–રીટાબહેન સહીતના દશેય લોકોએ એ જ ટેબલ ખુરશી પર 'હળવું' લંચ લીધું. એ વખતે મનીષભાઈ મહેતા અને પૂજાબહેન મહેતાને તો મનોમન હરખ એ વાતનો હતો કે જે રાજુ અને રીટા સાથે, જયાં હનીમૂન મનાવવા આવેલા, એ જ રાજુ અને રીટા સાથે, સાડત્રીસ વરસ પછી, ફરી એ જ મસુરીમાં આપણે આજે પગ મૂકવાના છીએ !

> 'મેં ફક્ત એક વખત રીટા સાથે 'રમત' રમી હતી અને એ એટલા માટે કે...!' રાજુભાઈ દોશી કહે છે.

એ હનીમૂન વખતે તો બધાની સાધારણ સ્થિતિ હતી. માણાવદરથી એક જ કારમાં સાત જણ (ડ્રાયવર સહિત) મસુરી આવેલા અને એક જ ઓરડામાં ત્રણે દંપતીએ નાઈટ હોલ્ટ કર્યો હતો. ૨૦૨૨માં, આજે બધાની સ્થિતિ સદ્ધર હતી. માથે ધોળા આવી ગયા હતા પણ હમઉમ્ર સાથીદારોની સંગત હતી અને...

એ વખતે કોઈને ખબર નહોતી કે, મસુરીનો આ પ્રવાસ પણ તેઓ જિંદગીમાં કયારેય ભૂલી ન શકે એવો વળાંક લેવાનો હતો !

❑ ❑ ❑

આવો જ વળાંક રાજુભાઈ – રીટાબહેનના જીવનમાં પણ આવ્યો હતો. ખુશ્બૂના જન્મ પહેલાં અને એ પછી બગડતી જતી શ્રુતિબહેનની તબિયતના કારણે લગભગ એક–દોઢ વરસ

રીટાબહેનનું બગસરાથી માણાવદર આવવાનું થતું રહ્યું. એ દરમિયાન જ રાજુભાઈ અને રીટાબહેનના 'મનના મેળ' બેસી ગયા હતા. અલબત્ત, પંચમિયા પરિવાર અને દોશી પરિવાર હજુ આ વાતથી બેખબર જ હતો. ખુશ્બૂના જન્મ પછી સ્વાભાવિકપણે રીટાબહેનનું માણાવદર આવવાનું ઓછું થઈ ગયું એટલે તેમને મળવા માટે રાજુભાઈના બગસરાના ધક્કા શરૂ થઈ ગયા. રાજુભાઈ માણાવદરના ઘરેથી 'રાજુ પ્લાસ્ટિક' પર જવા નીકળી જતા અને છાશવારે બપોર પછી એસ.ટી.ની બસમાં બેસીને બગસરા પહોંચી જતાં. 'રાજુભાઈ અને રીટા એકબીજાને પસંદ કરી રહ્યા છે તેની રીટાના ઘરે તો કોઈને ખબર નહોતી એટલે રાજુભાઈ રીટાના ઘરે તો જઈ શકતા નહોતા !' રીટાબહેનનાં બગસરાનાં બહેનપણી કીર્તિબહેન મૃગ કહે છે, 'રીટા અને મારી ચાર બહેનપણી હતી. હંસા, જયશ્રી, રશ્મિ અને પુષ્પા... પણ મારા સિવાય કોઈને ખબર નહોતી કે રીટાને મળવા રાજુભાઈ છેક બગસરા આવે છે !'

રાજુભાઈની બસ બગસરા પહોંચે ત્યારે રીટાબહેન સખી કીર્તિ સાથે બગસરાના બસ ડેપો પર પહોંચી જતાં. બન્ને બહેનપણીઓ ઘરે એકબીજા સાથે બહાર જવાનું કહી દેતી એટલે ઘરમાં પણ લાંબી પડપૂછ કે શંકા નહોતી થતી. રાજુભાઈ અને રીટાબહેન બગસરાના બસ ડેપોની (બેન્ચ કે કેન્ટિન) પર જ મળી લેતાં. અડધો કલાક જેટલો આ મેળ–મેળાપ ચાલતો. એ પછી રાજુભાઈ બગસરાના બસ ડેપો પરથી જ પાછાં માણાવદર જવાની બસમાં બેસી જતા. જોકે એ જમાનાનાં ટાંચાં સાધનોને કારણે આવું દર અઠવાડિયે કરવું સંભવ નહોતું એટલે રાજુભાઈ પંદર – વીસ દિવસે જરૂરથી રીટાબહેનને મળવા માટે બગસરા આવી જતાં.

એ સિવાયના દિવસોમાં બન્ને વચ્ચે પત્રવ્યવહાર ચાલતો, જેના થકી દિલની વાતો, તડપ બયાન થઈ જતી. એ વખતે મોબાઈલ ફોન નહોતા અને બન્ને પરિવાર એટલા ખમતીધર પણ નહોતા કે તેમના ઘરે લેન્ડલાઈનના ફોન હોય ! દેશી જબાનમાં કહીએ તો એ પ્રેમપત્રોનો યુગ હતો. રાજુભાઈ આવા પત્રો કીર્તિબહેનના ઘરના સરનામે પોસ્ટ કરતાં. કીર્તિબહેન ઘરનાઓને જેમ તેમ સમજાવી યા છૂપાવીને રીટાબહેનને રાજુભાઈના પત્રો પહોંચાડી દેતાં હતાં..

શિક્ષિકા તરીકે નિવૃત્ત થયાં પછી બગસરામાં જ રહેતાં રીટાબહેનનાં બાળસખી હંસાબહેન ગોસાઈને યાદ છે કે, એ દિવસોમાં માણાવદરથી રાજુભાઈએ એક બ્લેન્ક ઓડિયો કેસેટ પત્રમાં મોકલી હતી અને રીટાબહેને પોતાના અવાજનાં ગીત રેકોર્ડિંગ કરીને એ કેસેટ રાજુભાઈને મોકલવાની હતી. રાજુભાઈએ, જે ગીત ગાવાનું હતું, તેનો પણ ઉલ્લેખ કરેલો : ફૂલ તુમ્હેં ભેજા હૈ ખત મેં, ફૂલ નહીં મેરા દિલ હૈ... (ફિલ્મ : સરસ્વતીચંદ્ર, ગીતકાર : ઈન્દિવર).

૧૯૮૨–૮૪ના સમયમાં ટેપરેકોર્ડર પણ લકઝરી ગણાતી અને એ બધા પાસે હોય એવું હરગીઝ નહોતું. રાજુભાઈએ પત્રમાં કરેલી માંગણી મુજબ ઓડિયો કેસેટમાં ગીત રેકોર્ડ કરવા માટે રીતસર ઝુંબેશ ચાલી હતી અને મહામહેનતે કોઈ બગસરાવાસીનું ટેપરેકોર્ડર મેળવીને લાવ્યાં પછી રીટાબહેન એ કામ સંપન્ન કરી શકયાં હતાં. હંસાબેન ગોસાઈ, કીર્તિબહેન મૃગ હોય કે જયશ્રી, રશ્મિ જેવી બહેનપણીઓ હોય... એ બધાં જ મોટાભાગે પંચમિયા પરિવારના ઘરના ફળિયામા જ ભેગાં થતાં, બેસતાં અને 'ઢીંગલી પોતિયાં'ની રમત રમતાં. હંસાબહેન ગોસાઈને ત્રણ પ્રસંગ યાદ છે અને તેમાંથી રાજુભાઈ – રીટાભાભીનો પરસ્પર માટેનો પ્રેમ છલકાય છે એટલે એ ટાંકવાનો મોહ છૂટતો

નથી. એક દીવાળીએ એવો યોગાનુયોગ સર્જાયો કે રીટાબહેને બગસરાથી રાજુભાઈને મોકલવા માટે દીવાળી શુભેચ્છાનું કાર્ડ ખરીદ્યું. માણાવદરમાં રાજુભાઈએ પણ રીટાબહેનને મોકલવાનું કાર્ડ ખરીદ્યું અને બન્નેએ એકબીજાને મોકલી આપ્યાં. હંસાબહેન કહે છે, 'એ કાર્ડ રીટાને મળ્યું ત્યારે ખબર પડી કે અલગ અલગ ગામ, દુકાન અને સમયે ખરીદેલાં બન્નેનાં કાર્ડ તદ્દન એકસરખાં હતાં !'

એ વખતે (પ્રેમ)પત્રો જ મળવાનું એકમાત્ર માધ્યમ હતું અને બધા પર તેનો ખુમાર રહેતો. એક વખત સ્વહસ્તે પેઈન્ટીંગ કરેલું સરસ કાર્ડ રાજુભાઈએ આંગડિયા સાથે મોકલેલું પણ આંગડિયાએ તે કાર્ડ પહોચાડયું જ નહીં તો તેની ફોટો પ્રિન્ટ કઢાવીને રાજુભાઈએ એક મિત્રને રૂબરૂ આપવા મોકલેલો. એક પ્રેમપત્ર તો રાજુભાઈએ એવી રીતે મોકલેલો કે મંડપમાં તેમનો અને રીટાબહેનનો હસ્તમેળાપ ચાલતો હતો ત્યારે જ પોસ્ટમેને પ્રેમપત્રની ડિલિવરી કરેલી અને આ વાત રાજુભાઈએ લગ્નમંડપમાં પહોંચીને જ કરેલી એટલે... કોઈને ખબર ન પડે તેમ એ પ્રેમપત્રનો પોસ્ટમેન પાસેથી કબજો લઈ લેવા માટે હંસાબહેનને લગ્નની વિધિ ચૂપચાપ છોડીને પંચમિયા પરિવારની ડેલી પર પહોંચી જવું પડયું હતું.

બેશક, પરિવારનો નાનો દીકરો કે પરિવારની નાની દીકરી કોઈને હૈયામાં વસાવીને બેઠાં છે, એ વાતની ૧૯૮૪ સુધી ન તો પંચમિયા ફેમિલીને ખબર હતી, ન દોશી પરિવારને.

ખુશ્બૂના જન્મ પછી શ્રુતિબહેનની કથળતી જતી તબિયતની ચિંતામાં જ બન્ને પરિવારો પરોવાયેલા હતા. ખુશ્બૂ હજુ પોણા બે વરસની હતી ત્યારે જ શ્રુતિબહેનનું અવસાન થઈ ગયું એટલે બધા આઘાતગ્રસ્ત હતા તો નાનકડી ખુશ્બૂ મા–વિહોણી થઈ ગઈ, તેની ચિંતા પંચમિયા પરિવારમાં પણ વધુ હતી. મોટી વહુ ગુમાવી ચૂકેલો દોશીપરિવાર તો ખુશ્બૂના જતનમાં અને મોટાભાઈના આઘાતમાં સહભાગી થવામાં જ પરોવાયેલો હતો ત્યારે...

'એક વખત અમે જ ચંદ્રકાંતભાઈ (દોશી) ને પૂછી લીધેલું કે...' રીટાબહેનના બનેવી ચંદ્રકાંતભાઈ દોશી (બન્નેના નામ સરખાં જ છે) કહે છે : '... ચંદુભાઈ અમારી રીટા વિષે આપનો શો વિચાર છે ? જો આપની હા હોય તો રીટામાં બિટ્ટુ (ખૂશ્બુ)ને મા મળી જાય !'

'રીટાને મેં હંમેશા દીકરી તરીકે જ જોઈ છે !' ચંદ્રકાંતભાઈ દોશીએ બીજા ચંદ્રકાંતભાઈ દોશી (ઈલાબહેનના પતિ) ને સ્પષ્ટપણે આવો જવાબ ત્યારે આપેલો. રીટાબહેનનાં મોટાં ઈલાબહેન કહે છે કે, 'રીટા માટે આવી વાત ચંદુભાઈ સાથે થયેલી, એ અમે કયારેય કોઈને કહ્યું નથી. અમે તેને પેટમાં જ ધરબી દીધેલી. કારણ કે ચંદુભાઈના જ સૂચન પછી અમે રીટાની રાજુભાઈ સાથે સગાઈ કરવાનું મન મનાવી લીધું હતું !'

એવા રે મળેલાં મનના મેળ – પંક્તિ મુજબ જ પંચમિયા અને દોશીપરિવારે રાજુ–રીટાની સગાઈ કરવાનું નક્કી કર્યું ત્યાં સુધી

રાજુભાઈ અને રીટાબહેન બગસરાના બસ ડેપો પર જ મળી લેતા. એ પછી રાજુભાઈ ડેપો પરથી જ પાછાં માણાવદર જવાની બસમાં બેસી જતા.

કોઈને ખબર નહોતી કે રાજુ–રીટા પણ એ જ ઈચ્છતા હતા. એક વરસ પછી , ૨૯ નવેમ્બર, ૧૯૮૫ના દિવસે એકદમ સાદગીથી રાજુભાઈ અને રીટાબહેનનાં લગ્ન થયાં. જાનમાં બે એમ્બેસેડરમાં વરરાજા સહિત દશ વ્યક્તિ ગઈ હતી. પરત અગિયાર વ્યક્તિ આવી હતી. લગ્નનો કુલ ખર્ચ થયો હતો રોકડો છત્રીસસો રૂપિયા. એ વખતે જાનમાં જનારાં મનીષ મહેતા જ પત્ની પૂજાબહેન સહિત રાજુભાઈ અને રીટાબહેન દોશી સાથે મસુરી હનીમૂન પર ગયા હતા.

'બધાની હાજરીમાં હું તેમને રીટાભાભીનું સંબોધન કરતી પરંતુ અમે બન્ને એકલાં હોઈએ ત્યારે હું એમને 'રીટા' કહેતી, એ મને 'જયલી' કહેતાં !'

રાજુભાઈ દોશીનાં નાનાં બહેન જયુબહેન મોદીના આ શબ્દો જ એ વાત બયાન કરે છે કે રીટાબહેન સાથે તેમનું સખીપણું 'ભાભીપણાં'થી ય જૂનું હતું. જયુબહેનને એ સ્મરણો તાજાં જ છે કે, રીટાબહેનથી મોટાં શ્રુતિબહેનનાં લગ્ન ચંદ્રકાંતભાઈ દોશી સાથે નક્કી થયાં એ પછીથી (શ્રુતિબહેનનાં લગ્ન પહેલાં જ) જયુબહેનનો શ્રુતિબહેનના સાસરે માણાવદર આવરો – જાવરો શરૂ થઈ ગયો હતો. સખીપણું તો એ વખતથી જ બન્ને વચ્ચે રોપાઈ ગયું હતું. એ જ અરસામાં ૨૮ એપ્રિલથી ૫ મે, ૧૯૮૧ સુધી કુતિયાણામાં મોરારિબાપુની રામકથાનું આયોજન થયું હતું ત્યારે એક અન્ય બહેનપણી સાથે રીટાબહેન અને જયુબહેન આઠે–આઠ દિવસ રામકથામાં ગયાં હતાં. જયુબહેન કહે છે કે, 'એ આઠ દિવસ દરમિયાન જ અમે બન્ને એકબીજાંની વધુ નજીક આવી ગયાં હતાં... રીટાબહેન એ સમયે પણ મહાદેવનાં પાક્કાં ભક્ત હતાં અને એ વારસો તેમને પિતામાંથી મળેલો. રીટાભાભીના પિતા વિનુભાઈ પંચમિયા પણ મહાદેવમાં અતૂટ શ્રદ્ધા ધરાવતા હતા !'

આ ૧૯૮૨ની વાત છે. કુદરતે ભવિષ્યની કેડી કેવી કંડારી છે અને તેના પર આગળ વધતા સંબંધોના કેવાં સમીકરણ રચાવાનાં છે, એ ન રાજુભાઈ દોશી જાણતા હતા, ન જયુબહેન (મોદી). કદાચ, આખો દોશીપરિવાર એ વાતે અજાણ હતો કે મોટી વહુ (શ્રુતિભાભી) ની નાની બહેન ભવિષ્યમાં દોશી પરિવારની આત્મીય ઓળખ જેવો હિસ્સો બની જવાની હતી !

જયુબહેન એ વાતને આ શબ્દોમાં બયાન કરે છે : '૨૦૦૬માં અમારાં મમ્મી ચંપાબહેનનું અવસાન થયું એ પછી હું અવારનવાર રીટાભાભીને કહેતી કે, મમ્મી ભલે ગઈ પણ મને તમારો હેલ્પલાઈન નંબર આપતી ગઈ છે... રીટાભાભી મારાં બહેનપણી હતાં. બહેન પણ હતાં અને મારાં માતા પણ હતાં કારણ કે એ અમારા આખા કુટુંબની માતાની જેમ જ કાળજી લેતાં !'

"રીટાબહેનને હું તો સરસ્વતીચંદ્ર" નવલકથાના ગુણિયલ પાત્ર ગુણસુંદરીથી પણ ગુણવાન કહીશ, કારણ કે તેમના ગુણ, સંસ્કાર, કુટુંબભાવના, વાત્સલ્ય પ્રેમ અને શ્રદ્ધા તો ગુણસુંદરથી પણ ચડિયાતા અમે જોયા છે.! મહિલામોરચા સુરક્ષાસમિતિનાં પૂર્વ ચેરમેન અને જૂનાગઢનાં પૂર્વ મેયર શ્રીમતિ જયોતિબેન વાછાણીની આ લાગણી પાછળ ડોકાતો આદર સમજવા જેવો છે. જયોતિબેન અને એમના પતિદેવ શ્રી વિઠ્ઠલભાઈ અને એમનાં બાળકો પણ રીટાબહેનની આગતા સ્વાગતા, વ્હાલ અને સ્નેહમાં એવાં તરબોળ થઈને કહે છે કે "રીટાબહેન વિષે ગમે તેટલું બોલો કે લખો, એમના વ્યક્તિત્વ પાસે આપણે વામણા જ સાબિત થઈએ, એવું વિરાટ વ્યક્તિત્વ હતું."

'હું તો રીટાબહેનને 'વીરબાઈમા' જ કહીશ !' શાપરના ઈન્ડસ્ટ્રીયાલિસ્ટ હરિભાઈ ડોબરિયા તો ચોટદુંક વિશ્લેષણ કરતાં કહે છે : 'જેમ વીરબાઈમાએ જલારામ બાપાને સાથ આપેલો તેમ રીટાબહેને રાજુભાઈ દોશીને સાથ આપેલો !'

એક બપોરે હરિભાઈ 'રાજુ એન્જિનીયર્સ'ની ઓફિસમાં રાજુભાઈ દોશી સાથે બેઠા હતા. એ જ વખતે ઘરેથી રીટાભાભીનો ફોન આવ્યો : જમ્યા કે નહીં... રાજુભાઈ દોશીએ 'ના' પાડી તો હરિભાઈ ડોબરિયાને ફોન પર લઈને રીટાબહેને કહ્યું : 'તમે અને રાજભા પહેલાં જમી લો અને જમ્યાં વગર તમે ય ન જતા !'

રાજુભાઈની આવી કાળજી લેનારાં રીટાબહેન માટે હરિભાઈ ડોબરિયાનો આ વિશ્વાસ સકારણ છે કારણ કે રીટાબહેનના જ આગ્રહ પછી તેમણે પિતૃકાર્ય કરેલું અને એ પછી જ આવેલી એક આર્થિક વિટંબણામાંથી તેઓ સાંગોપાંગ નીકળી ગયા હતા. આમ જુઓ તો, હરિભાઈ ડોબરિયા 'રાજુ એન્જિનીયર્સ'ના એક ગ્રાહક તરીકે રાજુભાઈ દોશીના પરિચયમાં આવ્યા હતા પણ પછી તેમનો પારિવારિક નાતો બની ગયો. આમ પણ, દોશીપરિવાર 'કામના કે સ્વાર્થ'ના સંબંધો રાખે એવો સંકુચિત નથી. જ્યાં ક્યાંય, જેમને ઉપયોગી થઈ શકાય એ ભાવના દોશીપરિવારના ડીએનએમાં છે.

જૂનાગઢના રાજીવ મહેતાને સીસીટીવીનું કામકાજ અને એ રીતે તેઓ દોશીપરિવારના સંપર્કમાં આવ્યા. એક ગણેશમહોત્સવ વખતે રીટાભાભીએ રાજીવભાઈ અને તેમનાં પત્ની મોક્ષાબહેનને આંમત્રણ આપતો ફોન કર્યો ત્યારે ખબર પડી કે, નાગર હોવા છતાં મોક્ષાબહેન જૈનોની જેમ અઠ્ઠાઈ કરે છે... રીટાભાભી મહાદેવનાં ભકત પણ દરેક ધર્મ અને તેના વિધિવિધાનને શ્રદ્ધાપૂર્વક ચાહે. આદર આપે. તેમણે સખત આગ્રહ કરીને મોક્ષાબહેનનાં પારણાં કરાવવાનો લાભ દોશીપરિવારને આપવા માટે મોક્ષાબહેનને મનાવી લીધાં અને ધામધૂમથી 'શ્રુતિના'માં પારણાં કરાવ્યાં હતાં. રીટાભાભીની ધર્મ પ્રીતિ જોઈ ચૂકેલાં મોક્ષાબહેન કહે છે કે,'રીટાબહેને ભલે ભગવાં ધારણ નહોતાં કર્યાં પણ તેમના આત્માએ ભગવું શરણ સ્વીકારી લીધું હતું !'

'સાચું કહું તો અમારા દોશીપરિવારમાં બે મુખ્ય માણસો હતા. બન્ને એકદમ લાઈવ અને સંવેદનશીલ !' જયુબહેન મોદી કહે છે : 'એક અમારા મોટાભાઈ હતા ચંદ્રકાંતભાઈ અને બીજાં રીટાભાભી. એમની હાજરીથી બધું ધબકતું લાગે પણ...'

'પારાવાર પીડા તો એ છે કે મારા મામાનું આયંબિલ તપનું પારણું હોવાથી અમે રીટાભાભી અને રાજુભાઈ સાથે મસુરી ન જઈ શકયા !' અનુપભાઈ મોદીએ મસુરી આવવાની અસમર્થતા વ્યક્ત કરી ત્યારે રાજુભાઈ દોશીએ આગ્રહનો કરેલો વોટસએપ મેસેજ હજુ તેમણે સાચવી રાખ્યો છે. રાજુભાઈ દોશીએ એ મેસેજમાં લખેલું : 'જીવનનું કાંઈ નક્કી નથી. (ચાલો અમારી સાથે) ના, ના, શું કરો છો ?'

> 'એક અમારા મોટાભાઈ હતા ચંદ્રકાંતભાઈ અને બીજા રીટાભાભી. એમની હાજરીથી બધું ધબકતું લાગે પણ...'

જીવનની કઠોર વાસ્તવિકતા વ્યક્ત કરતો આ મેસેજ લખતી કે વાંચતી વખતે કોઈને ક્યાં અંદેશો હતો કે રીટાબહેન દોશી સાથે ફરી પ્રવાસની નોબત આવવાની જ નથી !

❑ ❑ ❑

રીટાબહેન અને રાજુભાઈ દોશી સહિતના ચાર દંપતીને લઈને ટ્રાવેલ ટેમ્પો મસુરીમાં દાખલ થયો કે દશેય વ્યક્તિના મન પ્રફુલ્લિત થઈ ગયા. થાક તો હતો નહીં કારણકે રાજુભાઈ દોશી કદી રીટાભાભીને કે અન્ય કોઈને શ્રમ ન પડે કે કંટાળો ન આવે કે તસ્દી લેવી ન પડે એવી સગવડ મળી રહે એ રીતે બધી વ્યવસ્થા આગોતરી જ કરી લેતા હતા. આ વાત પણ તમામ લોકો જાણે. રાજકોટથી દિલ્હી અને દિલ્હીથી અડધા કલાકની ઉડાન પછી દહેરાદૂન ઉતરેલા તમામ લોકો એટલે જ સ્વસ્થ હતા. દહેરાદૂન એરપોર્ટની બહાર જ ટ્રાવેલ ટેમ્પો તૈયાર હોવાથી તરત બધાનું મસુરી તરફનું પ્રયાણ શરૂ થઈ ગયું. જો કે બધાને એક તલબ લાગી હતી...

'તમે પૂછ્યું જ છે એટલે કહી દઉં કે, મોટાભાગે અમે સાત દંપતી સાથે જ પ્રવાસમાં નીકળીએ પરંતુ અમારામાંથી કોઈને ડ્રિન્ક લેવાની આદત નથી !' રાજુભાઈ દોશીના (મૂળ માણાવદરના) રાજકોટ સ્થિત મિત્ર રાજેશભાઈ ગંડેચા ભારપૂર્વક કહે છે. તેમનાં પત્ની પુષ્પાબહેન વાતની પૂર્ણાહુતિ કરે છે : 'બસ, અમને બધાંને રીટાભાભીના હાથની ચા પીવાની આદત છે !'

ચા ની આ તલબને કારણે જ રસ્તામાં આવેલી 'ક્રિષ્ના મેગી પોઈન્ટ' નામની નાનકડી દુકાન પર હોલ્ટ કરવામાં આવેલો. એ જ દુકાનના ગેસ સ્ટવ પર ચા બની અને ફરી ચા સાથે ઘરનો નાસ્તો કરવામાં આવ્યો. એ વખતે રાજુભાઈની ચંચળ નજરે નોંધ્યું કે દુકાનના પાછલા હિસ્સાની બેઠકો પર આઠ દશ યુવાનો નશીલા પદાર્થનું સેવન કરી રહ્યા હતા પણ...

પારકા પ્રદેશના માર્ગો પરની આવી પ્રવૃત્તિઓને નજરઅંદાઝ કરવામાં જ શાણપણ સમજીને રાજુભાઈ રીટાભાભી અને મિત્રો સાથે ટ્રાવેલ ટેમ્પોમાં સવાર થઈ ગયા અને...

ટેમ્પો મસુરીના ઐતિહાસિક બાંધકામ સાથેની 'હોટેલ પદ્મિની નિવાસ'માં જઈને ઊભો રહ્યો ત્યારે એ હોટેલ જોઈને જ બધા ચકિત થઈ ગયા, રીટાબહેન પણ બાકાત નહોતાં !



અંદરની ઘટનાઓ પાસે બેસું,
ક્યારેક મારા શ્વાસો પાસે જઈને બેસું,
એક મધુર અહેસાસ ફરી તાજો કરવા,
સાડત્રીસ વરસના શબ્દો પાસે જઈને બેસું,
વર્તમાન બહુ પીડે એવે ટાણે,
મારાં પ્યારાં બાળકો પાસે જઈને બેસું,
બહુ શોધું તો પણ તું ક્યાંય મળે નહીં ત્યારે,
હું તારા સંદર્ભો સમીપે જઈને બેસું !

# ૧૮ એપ્રિલ, ૨૦૨૨

ચૈત્ર વદ બીજ, સોમવાર

૧૮ એપ્રિલ, ૨૦૨૨.

એ સવારે હોટેલ પદ્મિની નિવાસની ઊંચાઈ પર આવેલી આલિશાન રૂમની બારીમાંથી મસુરીના આહ્લાદક લીલાછમ વાતાવરણને આંખોમાં ભરતાં–ભરતાં રાજુભાઈ દોશીથી અનાયાસે ફ્રેશ થઈને તૈયાર થતાં રીટાબહેન સામે જોવાઈ ગયું. રીટાબહેન જો કે પોતાનામાં વ્યસ્ત હતાં. રાજુભાઈના હૈયે જરા ટાઢક થઈ. રાજકોટથી નીકળ્યાંને છત્રીસ કલાકથી વધુ સમય થઈ ગયો હતો અને રીટાબહેનને ગેસ્ટ્રીકને લીધે થતી રહેતી તકલીફ થઈ નહોતી પણ બે દિવસ પહેલાં...

સોળમી એપ્રિલની સવારે રાજુભાઈ ઓફિસે જવાની તૈયારી કરતા હતા. એમનો નિત્યક્રમ હતો કે રીટાબહેન મહાદેવની પૂજા–દર્શન કરી લે પછી બન્ને પતિ–પત્ની અચૂકપણે 'શ્રુતિના'ના મંદિરના દરવાજે જ એક સેલ્ફી લે, જેમાં મોટાભાગે બન્નેએ એક જ રંગના સાડી કે ડ્રેસ અને શર્ટ પહેર્યા હોય... એ દિવસે રીટાબહેને કોણ જાણે કેમ, મહાદેવની આસ્થાને ('દિવાર'ના અમિતાભ બચ્ચનની જેમ!!) આહ્વાન આપ્યું હતું. રીટાબહેનને ઊંધો ગેસ ચડવાની સમસ્યા હતી, જેને કારણે છાશવારે પેટ–છાતીમાં અસહ્ય દુ:ખાવો થતો રહેતો. રીટાબહેનને વોમિટ થાય પછી જ થોડી રાહત થતી. પંદરમી એપ્રિલે પણ આવું પેઈન થયેલું અને ઢગલામોંઢે વોમિટ થઈ હતી. બે દિવસ પછી મસુરી જવાનું હતું અને એ પ્રવાસ પણ રાજુભાઈએ રીટાબહેનની ઈચ્છાના કારણે જ ગોઠવ્યો હતો. ખુદ રીટાબહેનને ચિંતા હતી કે આગામી બે દિવસમાં ફરી ગેસ્ટ્રીક સમસ્યા થશે તો કદાચ...

'રાજ'ભા આજે તો મારા ભોળાનાથને કહીને જ આવી છું કે...' રીટાબહેને બેધડક કહેલું : 'મારો ગેસ્ટ્રીક દુ:ખાવો મટાડી દે અને કાં મને તારી પાસે બોલાવી લે !'

એ સાંજે રીટાભાભીના મોઢે આવા શબ્દો સાંભળીને રાજુભાઈએ કોઈ રિએકશન આપ્યું

નહોતું કારણ કે રીટાભાભી અને મહાદેવ વચ્ચેની અતૂટ, અખૂટ શ્રદ્ધા અને વિશ્વાસને તેઓ અનુભવી શકતાં હતાં. તેમના માટે આ ચેષ્ટા પિતા (મહાદેવ), પુત્રી (રીટાબહેન) વચ્ચેની પ્રેમાળ અપેક્ષા અને ગુસ્સા બરાબર હતી પણ...

આ વાત અત્યારે મસુરીમાં, રાજુભાઈ દોશીના માનસમાં તાજી થઈ, અકારણ જ. દિમાગમાંથી એ વાતને ખંખેરવા માટે તેમણે અન્ય રૂમાં ઉતરેલા મિત્રોમાંથી એકને ફોન કર્યો અને પૂછયું : 'જયમીન, તે અને રેખાએ બ્રેકફાસ્ટ કર્યો ?'

❏ ❏ ❏

'આ જયમીનભાઈ મારો દેર છે પણ...' રીટાભાભી ઘણી વખત આવું સ્ટેટમેન્ટ કરતાં : 'એ મારો ભાઈ પણ છે, મિત્ર પણ છે !'

'રીટાભાભી મને દીકરા જેવો પ્રેમ કરતાં !' જયમીનભાઈ ગોસ્વામી ગળગળા અવાજે કહે છે. રાજુભાઈ દોશીના લંગોટિયા કહી શકાય એવા પાંચ મિત્રો. હસમુખભાઈ માણાવદરિયા, રસિકભાઈ (ભીખાભાઈ) દેકીવાડિયા, મનીષભાઈ મહેતા અને રાજેશભાઈ ગંડેચા. આ ચારેય તો માણાવદરના જ વતની અને રાજુભાઈના  સ્કૂલકાળથી મિત્રો પણ જયમીન ગોસ્વામી તો મૂળ વિસાવદરના. તેઓ તો માત્ર અગિયારમા ધોરણનો એક વર્ષનો અભ્યાસ કરવા માટે માણાવદરમાં પોતાને મોસાળ આવ્યાં હતા. આ એક વરસ દરમિયાન થયેલી દોસ્તી આજે પચાસ વરસે પણ અડીખમ અને આત્મીય.

આત્મીય પણ કેવી ?

'મે, ૨૦૧૭માં મારે મારી એક કિડની રિમૂવ (કઢાવવી) કરાવવી પડી હતી અને એ પછી સતત એક મહિનો બેડરેસ્ટ કરવાનો હતો !' જયમીનભાઈ કહે છે. જયમીનભાઈને બરાબર યાદ છે કે, જુલાઈ, ૨૦૧૭માં મને રીટાબહેનનો ફોન આવ્યો : આપણે રામેશ્વર જ્યોતિર્લિંગના દર્શન કરવા જવાનું છે...

જયમીનભાઈ પોતાના ઓપરેશનનો હવાલો દેતા રહ્યા એટલે રીટાભાભીએ ફોડ પાડયો કે, તમારું ઓપરેશન હેમખેમ પાર પડી જાય એટલે મેં રામેશ્વર જ્યોતિર્લિંગના દર્શન કરવાની માનતા લીધી છે...

'અમે રાજુના મિત્ર છીએ એવું અમને એકેય મિત્રને રીટાભાભીએ ક્યારેય લાગવા દીધું નથી !' રાજેશભાઈ ગંડેચા જેવી જ વાત તમામ મિત્રો અને તેમની પત્નીઓ કરે છે. રીટાભાભીના સંપર્કમાં તમે એક વખત આવો ત્યારે જ તમને એવો ભાવ જાગી જાય કે આ તો 'પોતીકી' વ્યક્તિ જ છે. રીટાબહેન બધા સાથે એકસરખી આત્મીયતાથી જ રહેતાં. તેમનાં સખી ભાવનાબહેન પટેલ (રાજુભાઈ વસાણીનાં ધર્મપત્ની)તો કહે છે કે, 'તમે કોઈ વસ્તુ કે વાત તેમની સામે ઉચ્ચારો એટલે એ બીજા જ દિવસે તમારા ઘરે પહોંચી જાય એવો તેમનો અને રાજુભાઈનો સ્વભાવ !'

'શ્રુતિના' બંગલાની સામે જ રહેતાં ટર્બો ગ્રૂપના પુત્રવધૂ ભાવનાબેન પટેલ એક વખત રીટાબહેનને મળવા ગયાં તો તેમણે ઓસરીમાં કેરીનાં બોકસ જોયાં. કુતૂહલવશ તેમનાથી પુછાઈ ગયુંઃ

આ કેરી કયાંથી મંગાવી, ભાભી તમે ?'

બીજા દિવસે ભાવનાબહેનના ઘરે કેરીનાં બે બોકસ પહોંચી ગયાં હતાં. ભાવનાબહેન પટેલ કે સોનાબહેન શાહ કે પારસ બુદ્ધદેવ કે હરિભાઈ ડોબરિયા સાથે તો રીટાબહેનનો પરિચય માત્ર સાત વરસ જૂનો જ. દોશીપરિવાર ૨૦૧૫માં પોતાના વિસ્તારમાં, પોતાના ખર્ચે ગણપતિનું સ્થાપન કરીને મહોત્સવ યોજવાનું શરૂ કર્યું ત્યારે જ ભાવનાબહેન રીટાબહેનના પરિચયમાં નજીક આવ્યાં પણ પછી તો સખીપણું એવું ગાઢ બન્યું કે અવાર—નવાર સાથે વોકિંગ કરવા લાગ્યાં હતાં. ભાવનાબહેન કહે છે, 'પણ રીટાભાભી કદી ઉદાસ ન હોય. ગેસની તકલીફ હોય તો પણ હસતાં હસતાં જ પોતાના દર્દની વાત કરે. એ કાયમ કહેતાં કે, હું મારી તમામ વાતો સવારે ભોળાનાથને પાણી ચઢાવું ત્યારે તેમને કરી દઉં એટલે પછી મને કોઈ ભાર રહેતો નથી !'

સોળમી એપ્રિલની સાંજે જ ભાવનાબહેન એક આમંત્રણ આપવા ખુદ 'શ્રુતિના' બંગલામાં ગયાં હતાં. એ વખતે રીટાબહેન અગ્નિહોત્ર હવન કરતાં હતાં. તેમણે ભાવનાબહેનને દશ મિનિટ બેસવાનો આગ્રહ કર્યો પણ…

'મારે બીજે પણ આમંત્રણ દેવા જવાનું હોવાથી મેં બેસવાની ના પાડી !' ભાવનાબહેન એ ક્ષણો યાદ કરીને કહે છે : 'રીટાબહેનને મેં કહ્યું કે મારે ઉતાવળ છે ભાભી, હું કાલે બેસવા આવીશ !'

'… પણ કાલે તો અમે મસુરી જવાના છીએ !' રીટાબહેને કહેલું : 'તું બેસ, હું હમણાં જ આવું છું !'

'ભાભી, ખરેખર મોડું થઈ જશે મારે !' સાસુ—સસરાના જમવાનો સમય નજીક હોવાથી ભાવનાબહેને વિદાય લીધી : 'તમે મસુરી ફરી આવો, આપણે પછી નિરાંત મળીશું ને મસુરીની વાતો કરીશું !'

રીટાભાભીના આગ્રહ પાછળનો ગૂઢાર્થ ન સમજી શકેલાં ભાવનાબહેન કહે છે કે, ' રીટાબહેન સાથે અંતિમ મેળાપ ન થઈ શકયો, તેનો વસવસો મને જિંદગીભર રહેવાનો છે !'

આપણે જયમીનભાઈ ગૌસ્વામી માટે રીટાબહેને લીધેલી માનતાની વાત અધૂરી મૂકી હતી. પોતાના માટે, પોતાની જાણ બહાર રીટાભાભીએ છેક દક્ષિણ ભારતમાં આવેલા રામેશ્વર જ્યોતિર્લિંગના દર્શન કરવાની માનતા લીધી છે, એ જાણીને જયમીનભાઈ અને તેમનાં પત્ની રેખાબહેન અતિ ભાવુક બની ગયાં હતાં. આખરે તેઓ પણ રામેશ્વર જવા તૈયાર થઈ ગયા અને રાજુભાઈ—રીટાભાભી દોશી સાથે પાંચેય દંપતી રામેશ્વર જ્યોતિર્લિંગના દર્શને ગયા અને ત્યાં…

મહાદેવના દર્શન પછી અલૌકિક અનુભૂતિ પામેલાં રીટાભાભીએ ભારતનાં બારે બાર (રામેશ્વર ઉપરાંત ભીમાશંકર, ત્રંબકેશ્વર, આદિ નાગનાથ, પરલી બૈદ્યનાથ, મલ્લિકાર્જુન,

રાજ'ભા આજે તો મારા ભોળાનાથને કહીને જ આવી છું કે...' રીટાબહેને કહેલું : 'મારો ગેસ્ટ્રીક દુ:ખાવો મટાડી દે અને કાં મને તારી પાસે બોલાવી લે !'

કાશીવિશ્વનાથ, ઓમકારેશ્વર, મહાકાર્લિંશ્વર, સોમનાથ અને કેદારનાથ) જ્યોતિર્લિંગના દર્શન કરવાની ઈચ્છા વ્યક્ત કરી. રાજુભાઈ તો આમ પણ રીટાબહેનના 'આશિક–પતિદેવ'. તેઓ ઈચ્છા વ્યક્ત કરે એટલે પૂરી કર્યા વગર રાજુભાઈને નિરાંતની ઊંઘ જ ન આવે. રીટાબહેનની ઈચ્છાપૂર્તિ એ રાજુભાઈના જીવનનું કાયમી લક્ષ. રામેશ્વરમાં જ તેમણે બારે બાર જ્યોતિર્લિંગના દર્શન રીટાભાભીને કરાવવાનો સંકલ્પ મિત્રો સમક્ષ જાહેર કરી દીધો. મિત્રનો આવો પત્નીપ્રેમ જોઈને બધાએ રાજીપો વ્યક્ત કર્યો પણ...

'રાજુ એકદમ મક્કમ હતો પોતાના ઈરાદામાં !' : જયમીનભાઈ ગૌસ્વામીને યાદ છે, 'રાજુએ અમારા બધા (પાંચેય મિત્રો અને તેમની પત્નીઓ) પાસે રામેશ્વરમાં જ શપથ લેવડાવ્યા કે આપણે બધા જ બારે બાર જ્યોતિર્લિંગના દર્શન સાથે જ કરીશું અને દરેક દર્શનમાં બધાએ હાજર રહેવું ફરજિયાત હતું !'

જુલાઈ, ૨૦૧૭માં રામેશ્વર તીર્થની પવિત્ર ભૂમિમાં રીટાબહેનની ઈચ્છા પૂરી કરવાનો મનોરથ રાજુભાઈ દોશીએ એવી તીવ્રતાથી સંપન્ન કર્યો કે એપ્રિલ, ૨૦૧૯માં કોરોનાએ આખા વિશ્વને થથરાવી મૂકયું ત્યાં સુધીમાં અન્ય દશ જ્યોતિર્લિંગના દર્શન રીટાભાભી (અને પાંચ દોસ્તદંપતી)ને કરાવી દીધા હતા. બારમા જ્યોતિર્લિંગ કેદારનાથજીના દર્શન પણ લોકડાઉન અને કોવિડના સરકારી પ્રોટોકોલ હટયા પછી ઓકટોબર, ૨૦૨૧માં બધાએ કરી લીધા. રામેશ્વરમાં લીધેલા શપથ મુજબ, તમામ જ્યોતિર્લિંગના દર્શન વખતે રાજુભાઈ – રીટાબહેન સહિત તમામ મિત્રદંપતી સાથે જ હતા પરંતુ કેદારનાથ વખતે વાતાવરણ બગડતાં ભીખાભાઈ (રસિકભાઈ) દેકીવાડિયા, તેમનાં પત્ની અને અન્ય ચાર લોકો કેદારનાથમાં જ અટવાઈ ગયા હતા. એ વખતે બેઈઝ (સીતાપુર) પર આવી ગયેલાં બધાને બહુ ફિકર થાય એ સ્વાભાવિક છે પરંતુ ભીખાભાઈ કહે છે કે, ' ચિંતા કરવામાં અને મદદરૂપ થવામાં રીટાભાભી તો રાજુ (ભાઈ દોશી) થી પણ ચડિયાતાં હતાં !'

ભીખાભાઈ એક પ્રસંગ ટાંકે છે. એ વખતે તેમની દીકરીના લગ્નની તૈયારી ચાલતી હતી. આગોતરી તકેદારી રૂપે દોઢ–બે લાખ હાથવગા રાખવાનું કહેવા માટે તેમણે કોમન મિત્ર રાજેશભાઈ ગંડેચાને ફોન કર્યો. ફોનમાં આખી વાત કહી દીધી. રાજેશભાઈ ગંડેચાએ હૂંફાળો જવાબ આપી દીધો. બીજા દિવસે બપોરે ત્રણેક વાગે ભીખાભાઈ પોતાની 'સાગર વોચ' નામની શોપ ખોલવા ગયા તો તેમણે જોયું કે રાજુભાઈ દોશી કારમાં એસી ચાલુ રાખીને બેઠા હતા. ભીખાભાઈ કહે છે, 'મને જરા આશ્ચર્ય થયું. રાજુ અને રીટાભાભીને અઠવાડિયે બે–ત્રણ વખત મળવાનું થતું પણ મોટાભાગે એ રાતનો સમય હોય. અમે મળીએ. સાથે સોડા પીએ અને પછી જાહેરમાં જ કયાંક અડધો કલાક બેસીને વાતો કરીએ. કયારેક બીજા મિત્રોને બોલાવી લઈએ તો ડાયરો રોડ પર જામે અમારો !'

'... પણ બપોરના સમયે રાજુને જોઈને મને જરા અટપટું લાગ્યું.' ચમકેલા ભીખાભાઈ રાજુભાઈ દોશીની કાર પાસે ગયા એટલે રાજુભાઈએ તેમને કાગળમાં વીંટેલું બંડલ આપીને કહ્યું કે, 'આ રાખજે...'

– અને લાંબી પડપૂછની ભીખાભાઈને તક આપ્યાં વગર રાજુભાઈ જતા રહ્યા.

ભીખાભાઈએ પણ માન્યું કે, આ પેકેટ (કે બંડલ) કોઈ લેવા આવવાનું હશે તો જે આવશે, તેને આપી દઈશ.. સાંજ સુધી કોઈ ન આવ્યું એટલે ભીખાભાઈએ બંડલ ચકાસ્યું. તેમાં નકદ રકમ હતી. ભીખાભાઈને તાળો તો મળી ગયો કે રાજુ દીકરીના લગ્નમાં ઉપયોગી થવા આ રકમ આપી ગયો છે પણ...

પૈસાની જરૂર છે, એવી ખબર રાજુને પડી કઈ રીતે ? બે દિવસ પછી ફોડ પડયો કે પૈસાની જોગવાઈ માટે તેમણે રાજેશ ગંડેચાને ફોન કરેલો ત્યારે રાજેશ ગંડેચા 'શ્રુતિના' બંગલામાં રીટાભાભીની સામે જ બેઠા હતા. તેમણે ફોન વિષે પૃચ્છા કરી એટલે રાજેશભાઈ ગંડેચાએ સહજપણે રીટાભાભીને વાત કરી હતી. રીટાભાભીએ એ વાત રાતે રાજુભાઈ દોશીને કરી અને...

ભીખાભાઈ રીટાબહેનને 'રીટાભાભી' કહેતાં પણ ભીખાભાઈ કહે છે, 'થોડા મહિના પહેલાં જ રીટાભાભીએ કહેલું કે તમે મારા ભાઈ જ છો એટલે ભાઈબીજ પર નહાવા માટે મથુરા તમારે જ મને લઈ જવાની છે, એ યાદ રાખજો !'

બેશક, એવી ભાઈબીજ હવે ભીખાભાઈના જીવનમાં કદી આવવાની જ નથી !

❑ ❑ ❑

મસુરીની સાંજ બધાને બહુ હૂંફાળી લાગી હતી કારણ કે...

'એ દિવસે અમે કયાંય બહાર નીકળ્યા જ નહોતા !' મનીષભાઈ મહેતા કહે છે, 'બધાએ મસુરીના આહ્‌લાદક વાતાવરણમાં આરામ કર્યો અને પછી હોટેલના ગાર્ડનમાં સાથે બેસીને વાતોના તડાકા માર્યા !'

હોટેલ પદ્મિની નિવાસ નામની એ આલિશાન હોટેલ પણ મસુરીની એક અલગ અને ઐતિહાસિક ધરોહરસમાન હતી. ખરેખર તો રાજુભાઈ–રીટાબહેન દોશી મિત્ર–દંપતી સાથે જ્યાં ઉતર્યા હતા એ 'હોટેલ પદ્મિની નિવાસ'ની ઈમારત ૧૮૩૦માં બનેલી હતી. મિસિસ એન. રોસે આ ઈમારત બનાવી હતી, પણ પછી તેના માલિક એક ઓસ્ટ્રેલિયન બનેલા. એમની પાસેથી આ પ્રોપર્ટી એક બ્રિટિશરે ખરીદી લઈને ૧૯૨૫માં રાજપીપળાના મહારાજા વિજયસિંહજી છત્રસિંહજીને વેચી દીધી હતી. મહારાજા વિજયસિંહજીએ પોતાનાં બીજાં રાણીનાં નામ પરથી તેનું 'પદ્મિની નિવાસ' નામકરણ કર્યું. આ પદ્મિની કુંવરબા પન્ના સ્ટેટનાં રાજકુમારી હતાં. ,પદ્મિની કુંવરબાએ ૧૯૬૪માં પોતાની આ સંપતિ વેચી નાખી ત્યાર બાદ ૧૯૭૯માં તેને એ જ નામથી હોટેલમાં કન્વર્ટ કરવામાં આવી હતી...

લગભગ ૪૩ વરસ જૂની 'પદ્મિની નિવાસ' હોટેલમાં ઉતરેલા રાજુભાઈ દોશીએ આદતવશ હોટેલનું લિટરેચર ફંફોસ્યું તો ખ્યાલ આવ્યો કે હોટેલનું અમુક ફર્નિચર અને દુલર્ભ વસ્તુ જયારે

રામેશ્વરમાં જ રાજુભાઈ દોશીએ બારે બાર જયોતિર્લિંગના દર્શન રીટાભાભીને કરાવવાનો સંકલ્પ મિત્રો સમક્ષ જાહેર કર્યો

બનેલી, ત્યારની એ જ સ્થિતિમાં રાખવામાં આવી છે...

આવી એન્ટિક વસ્તુઓ અને ભાતીગળ સાજસજ્જા જોઈને રાજુભાઈને વિચાર ઝબકી ગયો કે, મારે પ્રવાસવર્ણન લખવાની જરૂર છે... આમ જુઓ તો રાજુભાઈ–રીટાભાભી પોતાના મિત્રદંપતી અને દોશીપરિવાર સાથે દેશ–વિદેશના અનેક યાદગાર પ્રવાસ કરી ચૂકયા હતા અને આ પ્રવાસના અનેક લાજવાબ સંસ્મરણો હતા. લદાખમાં તેઓ દોશીપરિવારનાં બધાં બચ્ચાંઓને લઈને ગયાં હતાં ત્યારે રાતે અગિયાર વાગે હોટેલના મેનેજરે ફરિયાદ કરી કે તમારાં બાળકોએ રેસ્ટોરાં ખોલીને નોનવેજ ફૂડની માંગણી કરી છે...

સટાક. રાજુભાઈએ ક્ષણના ય વિલંબ વગર એ મેનેજરના ગાલ પર તમાચો ઠોકી દીધો હતો કારણ કે તેમને ખબર હતી કે પરિવારના સભ્યો કદી આવી માંગણી કરે જ નહીં ! ખુલાસા કે પડપૂછની જરૂર જ નહોતી. સ્વીત્ઝર્લેન્ડ સપરિવાર ગયેલા ત્યારે રાજુભાઈએ હોટેલ મેનેજમેન્ટને ચેક ઈન વખતે જ તાકીદ કરી દીધેલી કે, હોટેલ કે અમારી રૂમમાં કશું નુકશાન થાય તો મને તેનું બીલ આપી દેજો પણ... મારાં બચ્ચાંઓને રોકવાનાં કે ટોકવાનાં નથી ! એ ટૂરમાં રાજુભાઈએ એવી સચોટ વ્યવસ્થા કરેલી કે એરપોર્ટ પર ઊતર્યા પછી ફરી એરપોર્ટ પર પાછાં ફરે, ત્યાં સુધી કોઈએ પગે ચાલવું ન પડે. સ્વીત્ઝર્લેન્ડના એરપોર્ટની બહાર જ હાયર કરેલી લકઝરી બસ તૈયાર જ હોય એવી ધારદાર વ્યવસ્થા તેમણે કરેલી તો...

કૈલાસ માનસરોવરની યાત્રા માત્ર રીટાભાભીની ઈચ્છાને કારણે તેમણે કરેલી ત્યારે પણ રીટાભાભીને રતીભાર શ્રમ ન પડે તેનો તીવ્ર આગ્રહ તેમણે રાખેલો. કૈલાસ માનસરોવર માટે ચીનની બોર્ડરમાં દાખલ થયાં પછી કૈલાસ–માનસરોવર જવા માટે યશવંતભાઈ ગોસ્વામીએ બધા માટે એક કોમન વ્હીકલની ગોઠવણ કરેલી. પરંતુ રાજુભાઈએ આગ્રહ રાખ્યો કે રીટાભાભી માટે અલગથી વાહન જ જોઈશે. રાજુભાઈ કહે છે, 'ઊંચાઈ પર ગયા પછી પ્રવાસમાં ગયેલા આઠ લોકોમાંથી કોઈને કશો સ્વાસ્થ્યનો પ્રોબ્લેમ થાય તો તરત નીચે આવી શકાય, એ માટે અલગ વાહનનો મેં આગ્રહ રાખેલો કારણ કે બધા એક જ વ્હીકલમાં હોય તો તુરંત નીચે આવવા માટે (અન્ય પ્રવાસીઓને મૂકીને) હું તરત પાછો ન ફરી શકું !'

એ વખતે આયોજક યશવંત ગોસ્વામી જરા થોથવાઈ ગયા હતા કારણ કે અલગ વાહન કરવાનો ખર્ચ તોતિંગ આવે પણ રાજુભાઈના પ્રેમ અને તોકલી (દિલદાર) સ્વભાવનો હજુ તેમને પૂરો પરિચય નહોતો થયો. ત્રણ હજાર ડોલરના ખર્ચે ત્યારે રાજુભાઈએ ખાસ રીટાબહેન માટે એકસકલૂઝિવ વાહન હાયર કર્યું હતું અને રતિભારની હેરાનગતિ કે વિલંબ વગર રીટાભાભીની કૈલાસ માનસરોવરની દર્શન–પૂજાની ઈચ્છા પૂરી કરી હતી.

અનેક પ્રવાસોનાં આવાં યાદગાર સંસ્મરણોને વાગોળતાં રાજુભાઈને મસુરીની 'પદ્મિની નિવાસ' હોટેલમાં વિચાર આવી ગયો કે, ભૂતકાળનાં પ્રવાસવર્ણનો ભલે ન લખ્યાં, મસુરીના આ પ્રવાસનું વર્ણન તો લખવું જ છે...

આવો વિચાર દિમાગમાં ઝબકી જવાનું કારણ શું હશે ? રીટાબહેન સાથે રાજુભાઈનો આ

અંતિમ પ્રવાસ હોવાનું જાણતાં વિધાતાએ, મહાદેવે આવા વિચારનો તિખારો રાજુભાઈના દિમાગમાં રોપ્યો હશે ?

❑ ❑ ❑

'એક વખત તમે રીટાભાભીને મળો, પછી તમને એવું જ લાગે કે આ વ્યક્તિ આપણા પરિવારની જ છે !' છાયાબહેન રાવલ કહે છે. તેઓ નિવૃત્ત પોલીસ અધિકારી વશિષ્ઠભાઈ રાવલનાં ધર્મપત્ની છે, 'બધાને પોતીકાં કરી લેવાનો અને બધાની કાળજી લેવાનો તેમનો સ્વભાવ અદ્‌ભુત હતો!'

છાયાબહેન – વશિષ્ઠભાઈનો રીટાબહેન સાથે પ્રથમ પરિચય ૨૦૧૪માં થયો હતો. વશિષ્ઠભાઈનાં પંચાણુ વરસનાં માતાને કેન્સર ડિટેક્ટ થયું હતું અને ડોક્ટરોએ 'છેલ્લી સેવા કરી' લેવાનું કહેલું. રાવલ–દંપતીના કાને રાજુભાઈ દોશી ઓલ્ટરનેટિવ મેડિસીનથી સારવાર કરતાં હોવાની વાત પડી એટલે બન્ને (કોઈ જાતની જાણ – પિછાણ વગર) 'શ્રુતિના' બંગલા પર પહોંચી ગયા. સ્વાભાવિક છે કે ઘરે રીટાબહેન હતા. રાવલ દંપતીએ પોતાનાં વીતક કહ્યાં ત્યારે ચા – પાણી પિવડાવીને રીટાભાભીને કહ્યું : રાજુને આવવા દો...

'ડોકટરે અમને દિવસો ગણવાનું કહેલું પણ...' વશિષ્ઠભાઈ રાવલ કહે છે કે, 'રાજુભાઈએ આપેલી સારવાર પછી મારાં બા અઢી વરસ જીવ્યાં અને પારિવારિક લગ્નમાં નાચ્યાં પણ ખરાં !'

આમ જુઓ તો આ પેશન્ટ – સારવારનો કિસ્સો થયો પણ પછી રાવલ દંપતી રાજુભાઈ – રીટાબહેનની એટલા કરીબ આવી ગયું કે જાણે પારિવારિક સંબંધ. રાવલ દંપતી તેમની સાથે લવાસા સહિત અનેક ઠેકાણે ફર્યું અને તેમણે રાજુભાઈના 'દવાખાના'માં સેવા આપવાનું પણ સ્વૈચ્છિક શરૂ કર્યું. હાથના દુ:ખાવો માટે આવેલાં ઈન્ડસ્ટ્રીયાલિસ્ટ હરીભાઈ ડોબરિયાએ તો એ દૃશ્ય પણ સગી આંખે જોયેલું કે રીટાબહેન જાતે ઓલ્ટરનેટીવ મેડીસીનના ડોઝ દવાખાનામાં તૈયાર કરતાં હતાં. ઓલ્ટરનેટિવ મેડિસીનના પોતાના જ્ઞાન અને આર્થિક ક્ષમતાનો લાભ પીડાતાં – બિમાર લોકોને મળે એ વાસ્તે રાજુભાઈ દોશી નિ:સ્વાર્થ ભાવે દરરોજ સાંજે ફેકટરીથી આવ્યાં પછી દવાખાનું ચલાવે. છેલ્લા પેશન્ટને દવા – માર્ગદર્શન આપ્યા પછી જ એ ઘરે જાય પણ રીટાબહેન કાયમ તેમની સાથે જ હોય. ન તેમને અકળામણ થાય, ન કંટાળો આવે...ઊલટું થઈ શકાય એટલી તેઓ દર્દીઓની સેવા કરે. વશિષ્ઠભાઈ રાવલને યાદ છે કે, એક રક્તપિત્તના પેશન્ટ એકલા આવતા. તેમની સાથે પરિવારનો એક સભ્ય પણ ન હોય. રીટાબહેન તેમનો રક્તપિત્તવાળો હાથ સાફ કરીને જાતે ડ્રેસિંગ કરી આપતાં. પહેલાં તેઓ એકલા રીક્ષામાં આવતા, સારું થયું પછી ખુદ સાયકલ લઈને આવતા થઈ ગયા પણ દાખલ થતાં જ મોટા અવાજે બોલતા : 'ક્યાં ગઈ મારી મા ?'

સટાક. રાજુભાઈએ ક્ષણના ય વિલંબ વગર એ મેનેજરના ગાલ પર તમાચો ઠોકી દીધો હતો કારણ કે તેમને ખબર હતી કે

મા એટલે રીટાબહેન. કોઈ વડીલ પેશન્ટ રીટાબહેનને દીકરી પણ કહેતા કારણ કે રીટાબહેન બધાને મા જેવો દુલાર અને દીકરી જેવો સ્નેહ જ આપતાં. 'રાજુ એન્જિનીયર્સ'માં જ કામ કરતી પૂજા સીંગ નામની યુવતી પહેલાં રાવલદંપતીના અપાર્ટમેન્ટમાં જ રહેતી હતી. એક વખત રીટાબહેન રાવલદંપતીના ઘરે આવેલાં તો ઓફિસેથી પરત ફરી રહેલી પૂજા સીંગને મળ્યાં. પૂજાને ગર્ભાવસ્થાનો સાતમો મહિનો ચાલતો હતો તો તેમણે તાકીદ કરી કે પૂજાએ ઓફિસ જવાનું બંધ કરીને, આરામ કરવો જોઈએ !

'એ પૂજાએ બચ્ચાંને જન્મ આપ્યો ત્યારે ત્રણ થેલાં ભરીને રીટાભાભી તેના માટે ઝબલાં લાવ્યાં હતાં !' છાયાબહેન રાવલ કહે છે, 'તેઓ પૂજાને કહેતાં રહેતાં કે તારી દીકરીને અમારા ઘરે મૂકતી જા, અમે તેને સાચવશું !'

'તેમના જેવી અનુકંપા તમને બીજે ક્યાંય ન જોવા મળે !' રીટાબહેન જેમને નાની બહેન ગણતાં એ પૂજાબહેન મહેતા કહે છે. કિસ્સા એક નથી, અનેક છે. કૈલાસ માનસરોવરની યાત્રા કરાવનારા પ્રોફેસર – આયોજક યશવંત ગોસ્વામીના પાંચે પાંચ ફેમિલીમેમ્બરને કોરોના થયો ત્યારે બધા (ગાઈડલાઈન અને અગમચેતી મુજબ) અલગ – અલગ ઓરડામાં જ રહેતા હતા. કોઈ તેમના ઘરમાં પગ મૂકતું નહોતું ડરના માર્યા, ત્યારે રીટાબહેન અને રાજુભાઈ દોશી તથા કિશોરભાઈ અને નીતાભાભી બધા પરિવારજનો માટેનું ટિફિન લઈને તેમના ઘરે પહોંચી જતા. સોનાબહેન અને સમીરભાઈ શાહના ઘરમાં સોનાબહેનને કોરોના થયો એ વખતે લીલાં નાળિયેરની તંગી હતી. તેના કાળાબજાર થતાં હતાં ત્યારે દોશી પતિ–પત્ની લીલાં નાળિયેર (ત્રોફાં) લઈને તેમના ઘરે પહોંચી ગયા હતા !

'રાજુભાઈ – રીટાબહેન મને તો 'શિવ–પાર્વતી'ની જોડી જ લાગે છે !' રીટાભાભી જેવા જ શિવ – ઉપાસક યશવંત ગોસ્વામી છણાવટ કરે છે : 'શિવ એટલે કલ્યાણ કરે એ અને પાર્વતીજી એટલે સદ્કાર્યોની પ્રેરણા. રાજુભાઈનો સ્વભાવ સંપૂર્ણપણે સંવેદનશીલ પણ એ કોઈના બાપનું ય ન માને. માત્ર રીટાબહેન પાસે જ એ નમતું મૂકે ! મારું તો એ પણ ઓબ્ઝર્વેશન છે કે રાજુભાઈ–રીટાબહેન એકબીજાને પૂર્ણપણે સમર્પિત હતા !'

રાજુભાઈનાં નાનાં બહેન જયુબહેન મોદી આ વાતને પ્રસંગ ટાંકીને સાબિત કરે છે. જૂનાગઢ ગિરનારની ગોદમાં આવેલી વાડી (ફાર્મ)એ જવા રીટાભાભી ઘરેથી ફેકટરી પર આવી ગયાં હોય અને રાજુભાઈ વ્યસ્તતાને કારણે વાડીએ જવાનું કેન્સલ કરે તો રીટાભાભીના ચહેરા પર રતિભાર અણગમો ન આવે. એ ડ્રાયવર સાથે હસતાં–હસતાં પાછાં ઘરે ચાલ્યા જાય. એક વખત રીટાબહેન – જયુબહેન 'વાડી' એથી પાછાં ફરતાં ફેકટરી પર ગયા ત્યાં વરસાદી માહોલ જામ્યો. ઓફિસમાં રાજુભાઈ સમક્ષ રીટાભાભીથી બોલી જવાયું કે : 'અમારે વાડીએ રોકાઈ જવાની જરૂર હતી. આવા વરસાદી માહોલમાં ત્યાં વધુ મજા આવત !'

રાજુભાઈએ આગ્રહપૂર્વક બધાને પાછાં (રાજકોટથી ગિરનારની ગોદમાં આવેલી) વાડી પર મોકલ્યાં અને તાકીદ પણ કરી : 'તમે પાછા જાવ અને સાંજે હું પણ આવી જઈશ વાડીએ !'

❑ ❑ ❑

'રાજ'ભા, કાલે કયાંક બહાર જવાનો પ્રોગ્રામ કરજો !' એ રાતે બધા મિત્રો સાથે ડિનર પછીના ગામગપાટાં મારીને રૂમમાં આવેલાં રીટાબહેને કહ્યું ત્યારે રાજુભાઈ દોશીથી તત્કાળ જવાબ દેવાઈ ગયો : 'હા, કરીએ !'

જો કે હૂંફાળો જવાબ આપી દીધા પછી રાજુભાઈ દોશીને યાદ આવ્યું કે આવો પ્રોગ્રામ કરીશું તો રીટાબહેનને જરૂર શ્રમ પડવાનો. ગઈકાલે (૧૭મી એ) હોટેલ પદ્મિની નિવાસના રિસેપ્શન પર જઈને ચેક ઈન કર્યું ત્યાર પછી તેમને ખ્યાલ આવેલો કે બેસ્ટ લોકેશન પરના પોતાના રૂમમાં પહોંચવા માટે થોડી ઊંચાઈએ, દાદરા ચડીને જવું પડે તેમ હતું. આ શ્રમથી રીટાબહેનને કષ્ટ પડે અને તકલીફ થશે તો ? તેમણે રિસેપ્શન પર જ સૂચના આપીને કાર મંગાવેલી, જે રીટાભાભી સહિતનાં મહિલા મેમ્બરોને ઊંચાઈ પર આવેલા રૂમ પર ડ્રોપ કરી આવી હતી.

'ખરેખર બહાર નીકળવું છે કે આજની જેમ જ આરામથી અહીં રહેવું છે !' રાજુભાઈએ રીટાબહેન સમક્ષ 'તબિયત'નો ઉલ્લેખ કર્યા વગર ફેરવિચારણા માટેનો પ્રશ્ન કર્યો પણ રીટાબહેન સ્પષ્ટ હતાં : 'હા, હા જવું જ છે. જઈશું પણ ખરાં!'

અલબત્ત, સાચું કારણ પછીથી તેઓ ધીમા અવાજે બોલ્યાં : 'આમ પણ, બધા મારા કારણે અહીં હોટેલમાં જ પડયાં પાથર્યા રહે એ મને ગમતું નથી, રાજ'ભા !'

રીટાબહેન પોતાના માટે નહીં, સાથે આવેલા મિત્રો અને તેમની પત્નીઓ માટે વિચારી રહ્યાં હતાં, એ જાણ્યાં પછી રાજુભાઈ કશું બોલ્યાં નહીં. રીટાભાભી સામે માત્ર હૂંફાળું હસ્યાં.

સાચું કારણ પછીથી રીટાબહેન ધીમા અવાજે બોલ્યાં : 'આમ પણ, બધા મારા કારણે અહીં હોટેલમાં જ પડયાં રહે એ મને ગમતું નથી, રાજ'ભા !'

# ૧૯ એપ્રિલ,૨૦૨૨

ચૈત્ર સુદ ત્રીજ,મંગળવાર

૧૯ એપ્રિલ, ૨૦૨૨.

આમ જૂઓ તો, રીટાબહેન–રાજુભાઈ દોશી આણી મિત્ર–મંડળીનો મસુરીમાં ટેકનિકલી આજે ત્રીજો દિવસ હતો. હજુ તેમણે આ રમણીય અને આહ્લાદક શહેરમાં બે જ નાઈટહોલ્ટ કર્યા હતા. નિશ્ચિત પ્રોગ્રામ પ્રમાણે તેમણે પાંચ નાઈટ હોલ્ટ કર્યા પછી ૨૪મી એપ્રિલની સવારે મસુરીથી નીકળીને દહેરાદૂન–દિલ્હી અને રાજકોટ સુધી વિમાન મુસાફરી કરીને પરત ફરવાનું હતું પણ...

આ વખતે રીટાબહેન દોશીના ચહેરા પર દર વખતના પ્રવાસ જેવો રોમાંચ અને આનંદ ઉપસતા નહોતા, એ રાજુભાઈ દોશી અનુભવી શકતા હતા પરંતુ તેમણે એ વિષય છેડયો નહોતો કારણકે...

રીટાબહેનની ઈચ્છા પછી જ તેમણે, તેમના માટે જ મસુરીનો પ્રવાસ ગોઠવ્યો હતો એટલે ૧૯મીની સવાર – સવારમાં જ તેમને આવી વાત છેડવાનું મુનાસિબ ન લાગ્યું. પરંતુ એ સવારે શૌચક્રિયા દરમિયાન રાજુભાઈને અકારણ એવો વિચાર આવ્યો કે, રાજકોટ જઈને મૂંડન કરાવવું છે. બહાર આવ્યા પછી એ વાત તેમણે રીટાબહેનને કરી તો રીટાબહેને તરત જવાબ આપ્યો કે, શું કામ મૂંડન કરાવવું છે ? હું જાવ પછી કરાવજો !

નાસ્તા પછી મસુરીના સુપ્રસિદ્ધ માલ રોડની બજારમાં બધાને લઈ જવાનું તેમણે આયોજન રાતે સૂતાં સમયે જ કરી લીધેલું. મસુરીનાં અન્ય જોવાલાયક કે ફરવાલાયક સ્થળો પર જવાનું તેમણે સકારણ ટાળ્યું હતું કારણકે આવાં સ્થળોને માણવા માટે મોટાભાગે પગે ચાલીને જ જવાની મજા હોય છે પણ...

છેલ્લા થોડા મહિનાથી રીટાબહેન જો (ફરજિયાત યા અનિચ્છાથી) વધુ ચાલે તો તેમને અત્યધિક શ્રમ પડતો હતો અને ગેસ્ટ્રીક તકલીફ થતી હતી. તેથી આવાં સ્થળોને બદલે તેમણે મસુરીની બજારમાં જ બધા સાથે જવાનું નક્કી કર્યું હતું. આમ પણ, જરૂર હોય કે ન હોય, ખરીદી મહિલાઓનો મનભાવન શોખ હોય છે અને દોશી દંપતીના કાફલામાં તો રીટાબહેન ઉપરાંત ચાર મહિલાઓ હતી. રીટાબહેનને તો પોતાના કરતાં પરિવારના સભ્યો માટે કશીક યાદગીરી ખરીદવાનો કાયમ ઉત્સાહ રહેતો. દરેક પ્રવાસમાં તેઓ પરિવારનાં બચ્ચાંઓ માટે કે બહેન જેવી બન્ને જેઠાણી માટે કે અવાર – નવાર મળતી સગી બહેનો અને રાજકોટ – બગસરા રહેતી બાળપણની સહેલીઓ માટે કંઈકને કંઈક ખરીદી કરતાં અને રાજકોટ આવ્યાં પછી રૂબરૂ મળે ત્યારે જે તે પ્રદેશની જાણીતી ચીજવસ્તુઓ તેમને રૂબરૂ આપતાં. આપીને ખુશ થવાનો નેચર પતિ–પત્નીમાં એકસરખો છલકાતો.

કૈલાસ–માનસરોવરની યાત્રા વખતે રાજુભાઈ દોશીએ ગળામાં સોનાથી મઢેલાં રુદ્રાક્ષની માળા પહેરી હતી. એ અત્યંત પ્રભાવી પણ લાગતી હતી અને ઊડીને આંખે વળગતી હતી. યાત્રા પૂર્ણ થયાના સમયે ભારત ચીનની બોર્ડર પર સાથે આવેલા શેરપાઓથી જુદું પડવાનું હતું ત્યારે મૂળ ભારતીય પણ તિબેટમાં વસેલાં એક ગાઈડે રાજુભાઈએ પહેરેલી એ સોનાના રુદ્રાક્ષની માળાને સ્પર્શીને કહ્યું કે, સરસ માળા છે. મને બહુ ગમી... તો રાજુભાઈએ ગળામાંથી ઉતારીને એ માળા ગાઈડને આપી દીધી હતી !

દૂરથી આ દૃશ્ય જોઈ રહેલા આયોજક યશવંત ગૌસ્વામીએ રાજુભાઈને (આવી ગિફ્ટ ન આપવા માટે) ટોકયા તો રાજુભાઈનો જવાબ હતો : આ તો રીટાના મહાદેવનો આદેશ હતો એટલે આપી દીધી !

રાજુભાઈની આ દિલદારીથી એ વખતે રીટાબહેન પણ ખુશ થયાં હતાં. એ વાત નીકળી ત્યારે મિત્ર ભીખાભાઈ અને જયમીનભાઈ ગોસ્વામીએ પણ એ પ્રભાવી માળાની પ્રશંસા કરી હતી. રાજુભાઈ અને રીટાબહેને રાજકોટ આવીને એ બન્નેને પણ સોનાના રુદ્રાક્ષની માળા સપ્રેમ ભેટ આપી હતી...

સોને મઢેલી રુદ્રાક્ષની આવી જ માળા રાજુભાઈ દોશીએ જૂનાગઢના પારિવારિક મિત્ર જેવા મૂકેશભાઈ હિરપરાને પણ આપી હતી. જો કે મૂકેશભાઈને તો રાજુભાઈ અને રીટાબહેન દોશીનો એક બીજો જ અનુભવ યાદ છે. સેવનસ્ટાર ક્રૂઝમાં ફરવા માટે તેઓ દોશીદંપતી સાથે ગયા હતા અને બાર્સીલોના (સ્પેન)થી ક્રૂઝમાં જ પ્રવાસ કરીને ઈટાલી પહોંચવાના હતા. બધાના ગ્રુપફોટોની સેલ્ફી સારી રીતે લઈ શકાય તેવી એક સેલ્ફી સ્ટીક રાજુભાઈએ ખરીદેલી સ્પેનમાંથી જ. એ સેલ્ફી સ્ટીક હાથમાં પકડીને તેઓ ક્રૂઝમાં દાખલ થયાં ત્યારે તેમનું સ્વાગત કરવા માટે સજીધજીને ક્રૂઝના ક્રૂ મેમ્બર ઊભાં હતા. હસીને સ્વાગત કરતાં–કરતાં એક ક્રુ મેમ્બરથી રાજુભાઈ દોશીના હાથમાં રહેલી સેલ્ફી સ્ટીક જોઈને બોલી જવાયું : નાઈસ સ્ટીક, સર !

'ટેક ઈટ !' : રાજુભાઈએ એ સ્ટીક પેલા ક્રૂ મેમ્બરને ગિફ્ટમાં આપી દીધી. પાછળથી આ દૃશ્ય જોઈ રહેલાં મૂકેશભાઈ હિરપરા કહે છે કે, 'રાજુભાઈએ સ્ટીક આપી દીધાં પછી પાછળ જોયું તો તેમની

આ ચેષ્ટાથી હરખાઈને રીટાબહેને અંગૂઠો દેખાડીને (વેલડન) ખુશી વ્યક્ત કરી હતી !'

ચારધામની યાત્રા વખતે રીટાબહેન પરિવારજનો માટે સ્વેટર ખરીદતાં હતાં. ખરીદી વખતે મોટાભાગે ગ્રૂપની તમામ મહિલા સાથે મનીષભાઈ મહેતા જ ઊભા પગે રહે. રાજુભાઈ તો શોપની બહાર કે રોડ પર જ ઊભા હોય. એ વખતે એક વૃદ્ધાએ આવીને રાજુભાઈ પાસે સ્વેટર માગ્યું તો રાજુભાઈ દોશીએ કાઉન્ટર પરથી એક સ્વેટર લઈને વૃદ્ધાબહેનને આપી દીધું. થોડીવારમાં એક બીજા ડોશીમા પહોંચી ગયાં સ્વેટર માંગવા માટે. રાજુભાઈએ તેમને પણ સ્વેટર અપાવી દીધું. આ સિલસિલો અટક્યો નહીં. ત્રીજાં માજી પણ આવી પહોંચ્યાં.

ગમે તેવો દાતારનો દીકરો હોય તો એ પણ આવી 'કાર્ટેલ' થી કંટાળીને હાથ ઊંચા કરીને માંગનારાને હડધૂત કરે પરંતુ રાજુભાઈએ ત્રીજાં ડોશીમાને પણ સ્વેટર ઊંચકીને આપી દીધું. 'એ વખતે અમે લોકો એટલે કે મનીષભાઈ – રીટાભાભી દુકાનદાર સાથે ભાવની રકઝક કરતા હતા !' એ પ્રવાસમાં સાથે રહેલાં જૂનાગઢ બહાઉદ્દીન કોલેજનાં પ્રોફેસર ચિરાગબહેન ગોસાઈ કહે છે, 'મેં રીટાબહેનનું ધ્યાન દોર્યું કે આપણે સ્વેટરની કિંમત વાજબી કરાવવાની ઘડ કરી રહ્યાં છીએ પણ તમારા વર (રાજુભાઈ) જુઓ, એક પછી એક આવતાં ડોશીમાને સ્વેટરની લ્હાણી કરી રહ્યા છે !'

વાત સાંભળીને રીટાબહેનને દુકાનની બહાર ઊભા–ઊભા ત્રીજા ડોશીમાને સ્વેટર આપી રહેલા પતિ તરફ જોયું અને પછી ખુશાલીના સ્વર સાથે ચિરાગબહેનને જવાબ આપ્યો : 'ભલેને આપે, આવા જ કોઈકના આશીર્વાદથી આપણી એવી સ્થિતિ છે કે કોઈક જરૂરતવાળાને કશુંક આપી શકીએ!'

આપીને રાજી થવાની આવી ઉમદા ભાવના ધરાવતાં રીટાબહેને મસુરીના માલ રોડની બજારમાં બધા સાથે શોપિંગમાં જવા માટે નીકળતાં પહેલાં રાજકોટ રહેતાં મોટા હંસાબહેન કોઠારીને ફોન જોડયો...

❒ ❒ ❒

'રીટા અમારા બધામાં સૌથી નાની હતી, પણ કાયમ એ મોટી થઈને જ રહી !' રીટાબહેનનાં રાજકોટ રહેતાં મોટાંબહેન ઈલાબહેન દોશી કહે છે. એ સુખદ યોગનુયોગ છે કે ઈલાબહેનનાં લગ્ન બિલખાના ચંદ્રકાંતભાઈ દોશી સાથે થયાં છે. ચંદ્રકાંતભાઈ દોશીના ભાઈ અને તેમની પત્નીનું નામ પણ કિશોરભાઈ અને નીતાબહેન છે. રીટાભાભીના બન્ને જેઠ અને જેઠાણીનાં નામ પણ ચંદ્રકાંતભાઈ, કિશોરભાઈ અને નીતાબહેન જ છે. થોડા સમયથી જેતપુરથી રાજકોટ શિફ્ટ થયેલાં રીટાબહેનનાં ચોથા નંબરનાં બહેન હંસાબેન કોઠારી કહે છે કે, 'હળવાશમાં અમે બધા રીટાને 'મામા' જ કહેતાં કારણ કે એ માસીની જેમ નહીં પણ ભાઈની જેમ બધાની સંભાળ રાખતી અને દરેક વાતમાં હરખ અને જવાબદારી સાથે આગળ જ રહેતી !'

છેલ્લા થોડા મહિનાથી રીટાબહેન જો (ફરજિયાત યા અનિચ્છાથી) વધુ ચાલે તો તેમને અત્યધિક શ્રમ પડતો હતો, તેથી...

જલદી ગળે ઊતરે એવી વાત નથી પરંતુ સચ્ચાઈ છે કે બગસરાના પંચમિયા દંપતીના ઘરે પાંચ બહેનો (મધુબહેન, ઈલાબહેન, સુશીલાબહેન, હંસાબહેન અને શ્રુતિબહેન) અને એક ભાઈ (બિપિનભાઈ) પછી જન્મેલાં રીટાબહેન સૌથી નાનાં હતાં. પરિવાર ગરીબ તો નહોતો પણ સમૃદ્ધ કહી શકાય તેવી સ્થિતિ પણ નહોતી. ખાધેપીધે સુખી પરિવારના મુખિયા (રીટાબહેનના પિતાજી) હરિભાઈ પંચમિયા બગસરા અને આજુબાજુનાં ગામડાંઓમાં કાપડ વેચવાની ફેરી કરતા. ધન નહોતું પણ 'લક્ષ્મી' અપરંપાર હતી અને એ જ લક્ષ્મીઓ પૈકીની સૌથી નાની દીકરી રીટાએ એવી રીતે જીવન જીવ્યું કે દોશી અને પંચમિયા પરિવારની મજબૂત ધરોહર બની ગયાં. ઈલાબહેન કહે છે, 'રીટા બાળપણથી હોંશિયાર અને બોલવામાં કાબેલ હતી. અમારા બધા કરતાં એ વધુ ભણી હતી. અમે બધા સાતમું ગુજરાતી પાસ થયા પણ રીટાએ બારમું પણ પાસ કરેલું !'

આપણા સમાજમાં એવી માન્યતા છે કે નાનાં સંતાનો લાડકોડમાં જ મોટાં થતાં હોય છે અને મોટાં બાળકોમાં જવાબદારીનું ભાન વધુ હોય છે પરંતુ આ માન્યતા પૂર્ણસત્ય નથી. નાનાં સંતાનો વધારે સમજુ, જવાબદાર પ્રકૃતિનાં હોય છે, એ રીટાબહેન દોશીના કિસ્સામાં પુરવાર થાય છે. રીટાબહેનનાં બીજા નંબરનાં ઈલાબહેનનાં લગ્ન થયાં ત્યારે રીટાબહેન ચાર વરસનાં હતાં. એક પછી એક બહેનનાં લગ્ન થતાં ગયાં તેમ ઘરની સંપૂર્ણ દેખરેખની જવાબદારી રીટાબહેન પર આવતી ગઈ હશે, એવું અનુમાન આપણે કરી શકીએ. ૧૯૭૦ – ૧૯૮૦ નો દશકો પણ જુદો હતો. બગસરા જેવા નાના નગરનો પરિવેશ તો આજે ય મેટ્રો શહેર કરતાં અલગ છે તો ચાલીસ વરસ પહેલાંની તો કલ્પના જ કરવી રહી. પરિણીત બહેનોના ઘેર ઘોડિયું બંધાય એ પહેલાં અને પછી પણ રીટાબહેન દરેકના સાસરે જતાં અને એ જ રીતે માણાવદર શ્રુતિબહેન ગર્ભવતી થયાં ત્યારે તેમના સાસરે પણ રીટાબહેન આવતાં રહેતાં હતાં.

'મને યાદ છે કે ચંદ્રકાંતભાઈનાં લગ્ન શ્રુતિભાભી થયાં તેના એકાદ વરસ પછી એક દિવસ શ્રુતિભાભીના પપ્પા વિનુભાઈ પોતાના દીકરા બિપિનભાઈને લઈને માણાવદર આવ્યા હતા !' રાજુભાઈ દોશીનાં નાના બહેન અને રીટાભાભીનાં નણંદ જયુબહેન મોદી કહે છે. એ વખતે દોશી પરિવારના મોભી નાનાલાલભાઈ દોશી હયાત હતા અને પરિવારની 'ઓથોરિટી' હતા. શ્રુતિબહેન (અને રીટાબહેનના) પિતા હરિભાઈ પંચમિયાએ ચંદ્રકાંતભાઈ અને નાનાલાલભાઈને કહ્યું કે, બિપિનને માણાવદરમાં તમારી પાસે જ રાખો અને કામે લગાડી દો !

દોશી પરિવાર એ વખતે આજ જેટલો સમૃદ્ધ નહોતો. બન્ને મોટાભાઈઓ નોકરી કરતા હતા અને રાજુભાઈ દોશી 'રાજુ પ્લાસ્ટિક' નામનું નાનકડું યુનિટ ચલાવતાં હતા તેથી ચંદ્રકાંતભાઈ દોશીએ (બિપિનભાઈને કામે ચડાવવાની બાબતે) અસમર્થતા વ્યક્ત કરી તો તરત દીકરાને એક તરફ બોલાવીને નાનાલાલભાઈ દોશીએ કહયું : 'ચંદુ, માણસો સારાં સગાં એટલે શોધે છે કે જરૂરિયાતના સમયે એકબીજાને કામમાં આવે. ભલે, બિપિનભાઈને માણાવદર મૂકી જાય !'

'પૈસા નહોતા ત્યારે પણ અમારો 'દોશી પરિવાર' આવો જ હતો. બધાની સાથે ઊભો જ હોય !' જયુબહેન મોદી માણાવદરના દિવસોને યાદ કરતાં કહે છે કે, 'ભાઈ અમારું ઘર જ એવું હતું. એમાં અમે રહેતા તો સાત જણા હતા પણ જમવામાં તેર ભાણા પડે અને સૂવામાં નવ વ્યક્તિ હોય, એક જ




















પૌત્ર આયાંક અને
પૌત્રી નાયરા સાથે
નાની રીટાબહેના
લાડ દુલાર



ઓરડામાં. અમારી બહેનપણીઓ, ભાઈના દોસ્તારો કે કુટુંબનાં સગાં–સ્વજનો અમારા ઘરે હોય, હોય ને હોય જ !'

રીટાબહેનનો નાતો દોશીપરિવાર સાથે (૧૯૮૨–૨૦૨૨) ચાલીસ વરસનો રહ્યો પણ જયુબહેન મોદીને લાગે છે કે, રીટાભાભીમાં દોશીપરિવારના સંસ્કાર, સ્નેહ, સંવેદનશીલતા અને ઉપયોગી થવાની ભાવના સાંગોપાંગ લોહીમાં ભળી ગઈ હતી. 'લોકોને મદદ કરવી એ તેની પ્રકૃતિ હતી !' રીટાબહેનનાં બચપણનાં બહેનપણી કીર્તિબહેન મૂર્ગ કહે છે, 'બીજાનું દુઃખ જોઈને એ દુઃખી થઈ જતી. એ મને અનેક વખત કહેતી કે કોઈને ઘરમાં કે ભણવામાં કે સારવારમાં મદદ જોઈતી હોય તો મને કહી દેજે !'

મુસીબતમાં કે શારીરિક સમસ્યામાં દોશીપરિવાર કાયમ બધાના પડખામાં ઊભો રહી જાય અને એ ગળથૂથી રીટાબહેનમાં એવી ભળી ગયેલી કે કીર્તિબહેનના સાસરા ગામ બિલખામાં પણ બે–ત્રણ વ્યક્તિના કિડની ઓપરેશનની જવાબદારી રીટાબહેન અને રાજુભાઈએ સામે ચાલીને લીધી હતી. અરે, રીટાબહેનના ભાઈ બિપિનભાઈ પંચમિયાના દોસ્ત નટુભાઈ ભાટીયાએ રાજકોટમાં ઓપરેશન કરાવ્યાંની ખબર પડી ત્યારે પણ રીટાભાભીનો કીર્તિબહેનને ફોન ગયેલો કે, 'ચાલ આપણે હોસ્પિટલ જઈ આવીએ. મારે થોડાં પૈસા એમને પહોંચાડવા છે !'

ભાઈના દોસ્ત માટે જ નહીં, પરિચિત હોય એવા હર કોઈ માટે રીટાબહેન જાત ખર્ચી નાખવામાં પળવારનો ય વિચાર ન કરે. ગિરનારની ગોદમાં આવેલા દોશીપરિવારની ૬૦ એકરની વાડી (ફાર્મ) ના તમામ કર્મચારી અને તેમના પરિવારનું પણ તેઓ ધ્યાન રાખે. વાડીનું રસોડું સંભાળતી જયોત્સ્નાની બન્ને ડિલિવરી રીટાબહેન અને રાજુભાઈ દોશીએ તેમના જૂનાગઢના ડોકટરની દેખરેખમાં જ કરાવી હતી. જયોત્સ્નાની બીજી પ્રસૂતિ તો સાતમા મહિને કરવી પડેલી અને એ થોડી જોખમી હતી તો ત્યારે... જયોત્સ્નાના પતિ ધોની કહે છે, 'રાજુભાઈએ ડોકટરને કહેલું કે ગમે તેટલો ખર્ચો થાય, મારે મા–દીકરો સલામત જોઈએ !'

જયોત્સ્નાના બન્ને પુત્રોનાં નામ (પલ્લવ અને સમીર) પણ રીટાબહેને જ પાડયાં હતાં. આ જયોત્સ્ના સાથેનો રીટાબહેનનો સંપર્ક પણ આકસ્મિક.'દોશી પરિવારે' આ વાડી (ફાર્મ) ૨૦૦૬માં ખરીદી પછી ૨૦૧૪માં તેમાં કચ્છના ભૂંગા આકારના ઓરડા બનાવેલા. એ ભૂંગાને ગારનું લીંપણ કરવા જયોત્સ્ના બાજુના સામતપરા ગામેથી આવતી. રીટાબહેનને જયોત્સ્નામાં રહેલું ઠરેલપણું અને ઠાવકાઈ ગમી ગઈ એટલે તેના આખા પરિવારને વાડીમાં જ રહેવા લઈ આવ્યાં. જયોત્સ્ના તેની તળપદી જબાનમાં કહે છે કે, 'રીટાભાભી તો મારા માટે મારાં 'માવતર' જ હતાં. મારી સુવાવડના દિવસોમાં વાડીએ આવતાં ત્યારે મારા માટે છેક રાજકોટથી શુદ્ધ ઘીની 'ઢેફલી' લઈ આવતાં અને આગ્રહથી ખવડાવતાં. અવારનવાર મારા માટે

'રીટા અમારા બધામાં સૌથી નાની હતી, પણ કાયમ એ મોટી થઈને જ રહી !' રીટાબહેનનાં રાજકોટ રહેતાં ઈલાબહેન દોશી કહે છે.

લૂંગડાં–લતાં લેતાં આવે... પહેલાં મને રાંધતાં નહોતું આવડતું તો તેમણે જ મને રસોઈ કરતાં પણ શિખવાડયું !'

'રાજુભાઈ કદી વાડીએ એકલા આવ્યા જ નથી. તેમની સાથે રીટાકાકી હોય જ !' વાડીનો યુવાન કર્મચારી મૂકેશ કહે છે તેમાં સૂર પુરાવતાં જયોત્સ્ના ઉમેરે છે, 'રીટાભાભી ભલે રાજકોટથી ચાર લોકો સાથે આવ્યાં હોય પણ તેઓ આવે પછી અહીં ચાલીસ લોકો થઈ જાય. રીટાભાભી બધાને પ્રેમથી જમાડે અને મહેમાનો જમે, એ જ ભોજન અમારે પણ જમવાનું હોય !'

'વાડીએ અમે ગયા હોય તો અમારા માટે કે આવનારાં તમામ માટે સંપૂર્ણ ભોજન જ હોય પણ તમને ખબર છે ? ' જૂનાગઢ જિલ્લાના આયુર્વેદ અધિકારી ડૉ. મહેશ વારા કહે છે, 'રાજુભાઈ તો રાતે જમવામાં માત્ર રીટાભાભીએ બનાવેલાં પરોઠાં જ ચા ની સાથે ખાય છે છતાં બીજા બધા માટે તો પૂર્ણ ભોજન જ બને !

ડૉ. મહેશભાઈ વારાને રીટાભાભી 'ડોકટરસાહેબ' જ કહેતાં. જો કે ડૉ. મહેશભાઈનો સંપર્ક પહેલાં રાજુભાઈ દોશી સાથે જૂનાગઢના જ રાજુભાઈ પોપટે કરાવેલો. પંદર વરસ પહેલાંની આ વાત. ડૉ. વારા ત્યારે આઈ ડોનેશનની પ્રવૃત્તિ કરતાં અને તેના પ્રચાર–પ્રસાર માટે બેનર બનાવવા ડોનેશનની જરૂર હતી. તેમણે રાજુભાઈ દોશીને વાત કરી તો રાજુભાઈ દોશીએ તમામ બેનર પોતાના ખર્ચે કરાવીને મોકલી આપ્યાં. બસ, એ પછી ધીમે ધીમે આત્મીયતા વધતી ગઈ. રાજુભાઈ – રીટાબહેન 'વાડી' એ આવ્યાં હોય ત્યારે ડૉ. મહેશભાઈ અને તેમનાં પત્ની જોલીબહેનને આમંત્રે. તેઓ આવે પછી મહેફિલ જામે. રીટાભાભીને પાનાં રમવાનો શોખ. પ્રવાસમાં કે વાડીએ એ શોખ પૂરો થાય પછી સરસ ગળું ધરાવતા ડૉ. મહેશભાઈ વારા (વાડીએ જ વસાવેલી) કરાઓકે સિસ્ટમમાં ગીતો ગાય. રીટાભાભીની એ વખતે એક ગીતની ફરમાઈશ કાયમ હોય જ...

રીટાબહેન દોશીની પ્રથમ માસિક પુણ્યતિથિ નિમિત્તે (૨૧ મે, ૨૦૨૨) દોશી પરિવારે બધાને વાડીએ એકઠા કર્યા હતા. પડોશના સામતપરા ગામના તમામ લોકોને ભોજન કરાવ્યું અને રાતે ભજનસંધ્યાનું આયોજન કર્યું હતું. એ રાતે રીટાભાભીની યાદમાં, તેમનું જ ગમતીલું ભજન ડૉ.મહેશભાઈ વારાએ ગાયું હતું, જો કે અધવચાળે જ તેમનો ડૂમો ભરાઈ ગયેલો : હંસલા, હાલોને હવે મોતીડાં નહીં રે મળે...

❐ ❐ ❐

બપોરના સાડા અગિયારનો સમય.

રાજકોટમાં રહેતાં ઈલાબહેન દોશીનો સ્માર્ટ ફોન રણકયો એટલે ઘરકામની પળોજણને ખંખેરીને તેમણે ફોન હાથમાં લઈ જોયું તો વિડિયોકોલ હતો, સગી નાની બહેન રીટાનો.

રીટા અત્યારે મસુરી ફરવા ગઈ છે, એ જાણતાં ઈલાબહેને તરત વિડિયોકોલ રિસીવ કર્યો. સામા છેડે રીટાબહેન હતાં. વિડિયો કોલિંગમાં તેમણે બે–ત્રણ ગરમ શાલ દેખાડીને બડી બહેનની પસંદગી પૂછી અને પછી કહ્યું પણ ખરું કે તમારા બધાં (ત્રણેય બહેનો) માટે આ શાલ મેં ખરીદી લીધી છે...

ફોન ડિસકનેકટ કર્યા પછી ઈલાબહેન તો ફરી પોતાના રુટીનમાં કામે લાગી ગયાં પણ મસુરીના માલ રોડ પરની બજારમાંથી કરેલા આ વિડિયો કોલ પછી ખરીદીમાં ગૂંથાઈ ગયેલાં રીટાબહેનની ચેષ્ટા પતિ રાજુભાઈ દોશીને જરા અટપટી લાગી : રાજકોટ જઈને પોતાની બહેનોને શાલ તો રીટા 'સરપ્રાઈઝ' ગિફટ કે યાદગીરી તરીકે પણ આપી શકતી હતી, તો પછી તેણે વિડિયો કોલ કેમ કર્યો? બીજાં બહેન હંસાબહેનને પણ તેણે સાદો કોલ કરેલો...

આ ખોટકો સાંકેતિક હતો પણ માણસમાત્ર થાપ ખાઈ જાય તેવો હતો !

મસુરીના માલ રોડની બજારમાંથી વિવિધ ખરીદી કરીને 'હોટેલ પદ્મિની નિવાસ' પર આવીને રાજુભાઈ અને રીટાબહેન દોશીએ બધા મિત્રો સાથે લંચ લીધું અને આરામ માટે બધા પોતપોતાના કમરામાં ગયા પરંતુ ત્યારે કોઈ જાણતું નહોતું, રાતે તેઓ સૂવા માટે ફરી પોતાના કમરામાં જશે ત્યાં સુધીમાં જિંદગી એવો યુ ટર્ન લેશે કે...

જિંદગીભર એ પીડા આપતો રહેશે !

❒ ❒ ❒

દરેક સફળ પુરુષની પાછળ એક સ્ત્રી રહેલી હોય છે, એ વાત રાજુભાઈ દોશીના કિસ્સામાં પુરવાર થાય છે ! – આ તારણ જૂનાગઢના ડૉ. મહેશ વારાનું છે. વાસ્તવિકતા ચકાસો તો પણ એમ જ છે. ૧૯૮૫માં રીટાબહેનના રાજુભાઈ સાથે ત્રણ હજાર સાતસો રૂપિયાના ટોટલ ખર્ચ સાથે લગ્ન થયા ત્યારે 'દોશીપરિવાર' સફળ થવા માટે સ્ટ્રગલ અને મહેનત કરતો હતો. પુત્રવધૂ તરીકે રીટાબહેનની એન્ટ્રી થઈ, એ પછી દોશીપરિવાર ઉત્તરોત્તર સમૃદ્ધ થતો ગયો હતો. એ માટેનો ભોગ પણ આમ જુઓ તો, રીટાબહેનના હિસ્સે જ વધુ આવ્યો હતો. ૧૯૯૩–૯૪માં માણાવદરની સાથોસાથ શાપર વેરાવળમાં પણ 'રાજુ એન્જિનીયર્સ' ચાલુ કરવામાં આવ્યું એટલે રાજુભાઈ માણાવદરથી શાપર વેરાવળ અપડાઉન કરતા. લગભગ ત્રણેક વરસમાં કોટનજીનીંગનો ધંધો શરૂ કરવાની વિચારણા ચાલતી હતી ત્યારે રાજુભાઈએ એવો પ્રસ્તાવ મૂકયો કે માણાવદરમાં જીનીંગ પ્રેસીંગ કરવામાં આવે તો તે એ ધંધામાં જોડાશે. તેથી ૧૯૯૭માં માણાવદરમાં રાજુ કોટેક્સ લિમિટેડની સ્થાપના થઈ અને રાજુભાઈનું અપડાઉન બંધ થયું. નસીબજોગે ત્રણ વરસમાં એટલે કે ૨૦૦૦ સુધીમાં કોટનના ધંધામાં વિવિધ કારણોસર મસમોટી નુકશાની થતાં ફરી રાજુભાઈ 'રાજુ એન્જિનીયર્સ'ના શાપરના યુનિટમાં લાગી ગયા ત્યારથી લગભગ એક દશકા સુધી રીટાબહેન અને ઉત્કર્ષ માણાવદર જ રહેતા હતાં. રાજુભાઈ રાજકોટથી અઠવાડિયામાં ચાર–પાંચ વખત માણાવદર જતા આવતાં રહેતા. રીટાભાભી અને ઉત્કર્ષ તો છેક ૨૦૧૦માં રાજકોટ શિફટ થયા પણ ત્યાં સુધી...

રીટાભાભીમાં દોશી-પરિવારના સંસ્કાર, સ્નેહ, સંવેદનશીલતા અને ઉપયોગી થવાની ભાવના સાંગોપાંગ લોહીમાં ભળી ગઈ હતી.

'રાજુભાઈ પછી કદાચ, હું જ છું, જે રીટાભાભી સાથે વધુ રહી છું !' જયુબહેન મોદી કહે છે. એ અરસામાં તેઓ પતિ અનુપભાઈ મોદી સાથે જૂનાગઢમાં રહેતાં હતાં. અનુપભાઈ બેન્કમાં ઓફિસર હતા. (રિટાયરમેન્ટ પછી તેઓ સપરિવાર રાજકોટ શિફટ થઈ ગયા!) જયુબહેન કહે છે, 'એ વખતે રીટાભાભી અને ઉત્કર્ષ અવારનવાર જૂનાગઢ આવતાં. ઉત્કર્ષ મારાં બાળકો સાથે ઘરે રહે અને અમે બન્ને નણંદ – ભોજાઈ જૂનાગઢમાં અમારાં કામ પતાવવા નીકળી પડીએ. રીટાભાભી માણાવદરમાં શિવલિંગ બનાવતાં અને એ પધરાવવા માટે પણ જૂનાગઢ આવતાં. દામોદર કુંડમાં અમે સાથે પધરાવવા જતાં. ગિરનારની ગોદમાં આવેલી વાડી (ફાર્મ) માટેની ખરીદી પણ અમે સાથે જ રહીને જૂનાગઢમાંથી જ કરી છે !'

રીટાબહેને જાતે બનાવેલાં શિવલિંગ પધરાવવાના હોય કે (નાગદેવતાના વાસ જેવા) રાફડાની દર અમાસે પૂજા કરવાની હોય કે શંકર ભગવાનને પાણી રેડવાનું હોય... આ બધા પુણ્ય કાર્યમાં નિમિત્ત માત્ર રીટાભાભી જ હોવાનું દૃઢપણે માનતાં જયુબહેન તો ત્યાં સુધી કહે છે કે, મારા રાજુભાઈએ પણ જે તીર્થોના કે જ્યોતિર્લિંગના દર્શન કર્યા તેમાં નિમિત્ત તો રીટાભાભી જ હતાં અને અજાણતાં જ તેણે રાજુભાઈને પણ શ્રદ્ધાવાન બનાવી દીધા હતા. જયુબહેન મોદી એક પ્રસંગ કહે છે. એ વખતે તેઓ બધા પાવાપુરી તીર્થના દર્શન ગયા હતા. રીટાભાભીની ઈચ્છા હતી પરંતુ તેઓ કશું બોલ્યાં નહોતાં પણ રાજુભાઈએ રીટાબહેનના દિલની ઈચ્છા જાણી લીધી એટલે મંદિરમાંથી પાછાં રૂમમાં જઈને જૈનધર્મની વિધિ મુજબ કોરાં કપડાં પહેરીને ફરી મંદિર આવી પાર્શ્વનાથ ભગવાનની પ્રક્ષાલનથી પૂજા સુધીની તમામ ધાર્મિક વિધિ માટે 'ઘી'ની બોલી રાજુભાઈ બોલેલા. રાજુભાઈએ જીવનમાં પહેલી વખત ચુસ્ત જૈનની જેમ ધોતી–ખેસ ધારણ કરીને પૂજાવિધિમાં ભાગ પણ લીધો હતો. એ વખતે રીટાભાભીના ચહેરાની પ્રસન્નતા જોઈને રાજુભાઈથી બોલી જવાયું હતું : 'તારો ગેસનો દુઃખાવો મટતો હોય તો હું રાજકોટ જઈને પણ દરરોજ પૂજા કરવા માટે તૈયાર છું !'

'રાજુભાઈ–રીટાબહેન વચ્ચેની કેમિસ્ટ્રી ગજબની હતી !' જૂનાગઢના જોલીબહેન વારા કહે છે. હતું પણ એવું જ. રાજુભાઈ દોશી સ્મોકિંગનું વ્યસન છોડી દે એવું રીટાભાભી ઈચ્છતાં હતાં અને ભાવનાબહેન પટેલ કે સોનાબહેન શાહ પાસે તેમણે એ લાગણી વ્યક્ત કરી હતી પણ કદી રાજુભાઈ દોશી પર એ માટેનું દબાણ લાવ્યા નહોતાં કે ફરજ પાડી નહોતી. ઊલટું રાજુભાઈ દોશી કહે છે તેમ 'ફરવા જઈએ તો મારી બીડીની ઝૂડી જતનથી, યાદ કરીને એ પોતાના પર્સમાં મૂકી દેતી હતી !'

એ વાતને રીટાબહેનના પ્રેમનો પડઘો જ ગણવો રહ્યો કે રાજુભાઈ દોશીએ ૨૦૧૭ની સાલમાં સ્વેચ્છાએ એ ધૂમ્રપાન છોડી દીધું હતું અને એ લગભગ ત્રણ વરસ ચાલ્યું પણ...

માણાવદરના મિત્ર મનીષભાઈ મહેતા કહે છે, 'રીટાબહેન એક વખત કોઈને મળે એટલે પછી એ એમના માટે 'સ્વજન' થઈ જાય અને એવી રીતે જ તેની કાળજી લે !'

જૂનાગઢનાં જ પ્રોફેસર ચિરાગબહેન ગોસાઈનો જ દાખલો જુઓ. લગભગ દશેક વરસ પહેલાં ચિરાગબહેનની દીકરીનું અકાળે અવસાન થયું હતું. તેના સ્મરણમાં તેમણે 'પ્રકૃતિમિત્ર' નામનું ગ્રૂપ બનાવ્યું અને મહાશિવરાત્રીના મેળામાં તેમજ ગિરનારની પરિક્રમામાં ઉમટતાં લાખો ભાવિકો

જંગલમાં પ્લાસ્ટીકનો વપરાશ કરીને પ્રદૂષણ ન ફેલાવે એ માટે બધા ભાવિકો પાસેથી પ્લાસ્ટીકનાં ઝબલાં લઈને તેમને ઈકોફ્રેન્ડલી હાથબેગ આપવાનો ઉપક્રમ શરૂ કરવાનું નક્કી કર્યું. 'અમે તો મોટા ઉપાડે ભાવિકોને પાંચ લાખ ઈકોફ્રેન્ડલી થેલી આપવાની જાહેરાત કરી દીધી પણ શિવરાત્રીના મેળાને ચાર દિવસનો સમય બચ્યો ત્યારે માંડ બાર હજાર ઈકોફ્રેન્ડલી થેલી અમે ભેગી કરી શકયાં !'

મૂંઝાયેલાં ચિરાગબહેનને તેની એક વિદ્યાર્થિની, માણાવદરની જ પૂજા રાજાએ (રીટાબહેનની શૈશવ સ્કૂલમાં પૂજા રાજાએ થોડો સમય શિક્ષિકા તરીકે નોકરી કરી હતી) રાજકોટમાં રાજુભાઈ દોશી પાસે ટહેલ નાખવાનું કહ્યું. મરતા કયા ન કરતા? જાણ–પિછાણ વગર ચિરાગબહેન રાજુભાઈને ફોન કરીને પોતાની વિટંબણા સમજાવી. બીજા દિવસે રાજુભાઈએ મોકલેલી એક લાખ ઈકોફ્રેન્ડલી બેગ ચિરાગબહેનને મળી ગઈ... પ્રથમ નજરે જ આ એક સંસ્થા અને સેવાકાર્યમાં મદદરૂપ થવાની એક આવકારદાયક ઘટના લાગે પણ ચિરાગબહેન કહે છે કે, 'રીટાબહેન મારાં એવાં બહેનપણી હતાં કે માની જેમ, અલગ પડું ત્યારે ફ્રૂટ, ભાતું, મીઠાઈ, યોગામેટ, હવન કુંડ અને તેના માટે ઘી, ગાયનાં છાણાં... આપીને મને વિદાય કરે. હું તેમની દરેક વાતે સલાહ લેતી અને તેઓ કહેતાં તે મુજબ જ નિર્ણય લેતી હતી !'

આવી આત્મીયતા બની તેની પાછળનું કારણ, ચિરાગબહેનની પ્રવૃત્તિ હતી. રાજુભાઈ – રીટાબહેને એ સગી આંખે જોઈ. પ્રકૃતિ મિત્ર માટે નિઃસ્વાર્થભાવે કામ કરતાં અને ગિરનારમાંથી પ્લાસ્ટિકનો (બે–ત્રણ ટન જેટલો) કચરો એકઠો કરતાં સ્વયંસેવકોને જોઈને દોશીદંપતી એવું ખુશ થયું કે તેમણે ચિરાગબહેન સહિત તેમના બસ્સો સ્વયંસેવકોને 'વાડી' એ નિમન્ત્ર્યા અને ચીફ ગેસ્ટની અદા અને તહજીબથી તેમને ટ્રીટ કર્યા અને એ રીતે ચિરાગબહેન રીટાબહેનના સંપર્કમાં આવ્યાં હતાં. વાડીએ આવેલા દોસ્તો કે તેમની પત્નીઓ મોડી રાતે નાસ્તાનો ઉલ્લેખ કરે તો બાર વાગે રીટાભાભી જાતે વણેલાં ગાંઠિયા ઉતારીને બધાને ખવડાવે. માનસરોવર ગયેલાં ત્યાં પણ આ રીતે રીટાબહેને પિસ્તાલીસ લોકોને વણેલા ગાંઠિયા બનાવીને ખવડાવ્યા હતા. શિયાળો તો ચાર મહિનાનો હોય છે પણ 'શ્રુતિના' બંગલામાં રીટાભાભીએ પોતે બનાવેલા પૌષ્ટિક અડદિયા છ મહિના સુધી ખાવા મળે. અમુક મિત્રો–પરિચિતો અને સ્વજનો તો 'શ્રુતિના' જઈને બોલે પણ ખરા : 'અમે તો રીટાભાભીના અડદિયા ખાવા જ આવ્યા છીએ !'

'રાજુભાઈ તો રાતે જમવામાં માત્ર રીટાભાભીએ બનાવેલાં પરોઠાં જ ચા ની સાથે ખાય છે છતાં બધા માટે તો કમ્પલીટ ભોજન જ બને !

'પૈસાપાત્ર કોઈ સ્ત્રી ન રહે, એવી રીતે રીટાબહેન રહેતાં અને જીવતાં હતાં !' ચિરાગબહેનના આ નિવેદન પછી જૂનાગઢના જ બિલ્ડર મૂકેશભાઈ મહેતાનું આ સ્ટેટમેન્ટ પણ વાંચો : 'પત્નીઓ મોટાભાગે પતિને રોકતી અથવા ટોકતી રહેતી હોય છે. પતિ કોઈને પાંચ હજાર આપવા તૈયાર થાય તો હળવેકથી પત્ની કહે કે, ત્રણ હજાર આપો, મોટા દાનેશ્વરી થવાની જરૂર નથી ! પતિ–પત્ની વચ્ચેની આ સહજ મનોદશા છે પણ રીટાબહેન અલગ હતાં. રાજુભાઈ પચાસ

હજારનું ડોનેશન આપે તો 'રાજ'ભા, થોડાંક વધારે આપોને !' એવું કહેનારી પ્રથમ અને એકમાત્ર લેડી મેં જોયાં, એ રીટાબહેન જ હતાં !'

રાજુભાઈ દોશીનો પરિચય મૂકેશભાઈ મહેતા સાથે પણ માત્ર સદ્‌કાર્ય નિમિત્તે જ થયો હતો. મૂકેશભાઈ અને તેમના મિત્રો મહાશિવરાત્રીના મેળામાં અન્નક્ષેત્ર ચલાવે અને ગિરનારપરિક્રમા વખતે યાત્રિકોને લીંબુ–શરબતની સેવા આપે. આ પ્રવૃત્તિમાં રાજુભાઈ દોશીએ પણ યોગદાન આપવાનું શરૂ કર્યું અને મહેતાકુટુંબ સાથે દોશીદંપતીનો આત્મીય સંબંધ બની ગયો. ચેતનાબહેન મહેતા કહે છે કે, 'રીટાભાભીમાં તમને એક ટકાભારનું અભિમાન જોવા ન મળે !'

પ્રથમ વખત પરિક્રમા દરમિયાન મૂકેશભાઈના લીબું શરબત પિવડાવતાં તંબુમાં દોશીદંપતી ગયું ત્યારે રીટાબહેને કહ્યું : રાજભા, આપણે અહીં પરિક્રમાના દિવસોમાં જ બેત્રણ દિવસ રોકાવું છે... રાજભાએ તરત કહી દીધું કે આવતાં વરસે પરિક્રમા દરમિયાન આપણે રોકાઈશું. બીજા વરસે મૂકેશભાઈના લીબું –શરબત વિતરણકેન્દ્રની બાજુમાં રાજુભાઈએ સરસ મજાનો ટેન્ટ બનાવડાવ્યો, જે મૂકેશભાઈ સહિત બધાને ચમકાવી ગયેલો. એ ટેન્ટમાં ચાર બેડ હતા અને શૌચાલય પણ મંગાવ્યું હતું. એ ટેન્ટમાં રાજુભાઈ અને રીટાભાભી તેમના મિત્રદંપતી ભીખાભાઈ અને સરલાબહેન સાથે બે રાત રોકાયાં હતાં.

મૂકેશભાઈ મહેતા કે ફોરેસ્ટ અધિકારી સુરેશભાઈ ટિલાળા કે ડૉ. મહેશ વારા સહિત બધા મિત્રો – પરિચિતોને રીટાબહેન દોશી કહેતાં રહેતાં કે માણાવદર તરફ જાવ તો આપણા વૃદ્ધાશ્રમમાં સરપ્રાઈઝ આપીને જમજો. જો રસોઈ તમને અઢાર–વીસ (નબળી) લાગે તો અમને કહેજો. આપણે રસોઈયા બદલી નાખીશું !

દોશીપરિવારે માણાવદરમાં બનાવેલાં વૃદ્ધાશ્રમમાં વ્યથા અને વખાંના માર્યાં રહેતાં વડીલોને પણ એકદમ શુદ્ધ, સાત્ત્વિક અને સ્વાદિષ્ટ ભોજન જ મળવું જોઈએ એવો આગ્રહ રાખનારાં રીટાબહેન દોશી માટે ફોરેસ્ટ ઓફિસર સુરેશભાઈ ટિલાળા ખરું જ કહે છે કે, 'રીટાબહેન દોશી કુટુંબના સેતુ હતા અને નબળા, ઝીણા માણસો પ્રત્યે કૂણી લાગણી ધરાવતાં હતાં !'

❐ ❐ ❐

'રાજ'ભા, ભીખાભાઈ અને સવિતા પરમ દિવસે નીકળી જશે, પણ પછી આપણને બધાને અહીં મજા નહીં આવે !' મસુરીની હોટેલ પદ્મિની નિવાસમાં ૧૯મીની સાંજે મિત્રો સાથે બેઠાં–બેઠાં રીટાબહેને મનની વાત કરતાં પહેલાં મમરો મૂકયો. એક ક્ષણ માટે બધા રીટાબહેનની વાત પર ફોકસ થયા. ભીખાભાઈ (રસિકભાઈ) અને સરલાબહેનના ભત્રીજાની સગાઈ હોવાથી રાજુભાઈ દોશીએ એમની ફલાઈટની ટિકિટ ૨૧મીની બુક કરાવી હતી. એ વખતે બાકી બધાની રિટર્ન ટિકિટ ૨૪ મી એપ્રિલની બુક હતી પણ...

આ વખતના પ્રવાસમાં પહેલેથી જ બે દંપતી (રાજેશભાઈ અને પુષ્પાબેન ગંડેચા તેમજ જયુબહેન અને અનુપભાઈ મોદી) તો અનિવાર્ય કારણોસર જોડાયાં નહોતાં. ભીખાભાઈ – સરલાબહેનનું ત્રીજું દંપતી પણ એક દિવસ પછી જ રાજકોટ જવા નીકળી જવાનું હતું... આ વિચાર

સાથે બધાને ઊંડે ઊંડે તો અભિપ્રેત થયું કે, એ પછી મસુરીમાં એટલી બધી મજા તો નહીં જ આવે !

બધાના દિમાગની વાતનો પડઘો રાજુભાઈ દોશીએ પાડયો : 'એવું હોય તો આપણી રિટર્ન ટિકિટ પણ વહેલી કરાવી નાખીએ !'

'...પણ રાજ'ભા મારી એક ઈચ્છા છે...' મસુરી વહેલું છોડવાની વાતનો રાજીપો રીટાભાભીના ચહેરા પર સ્પષ્ટ દેખાતો હતો. તેમણે ઈચ્છા વ્યક્ત કરી કે, રાજકોટ જતાં પહેલાં મારે ઋષિકેશમાં ગંગાસ્નાન અને મહાદેવના દર્શન કરવા છે...

રીટાબહેનની આવી ઈચ્છા પાછળ નિયતિના કેવા સંકેત અને ભેદભરમ હતા, એ વાતનો તો સ્વાભાવિકપણે ત્યારે કોઈને અણસાર સુદ્ધાં નહોતો. રાજુભાઈ દોશી માટે તો એટલું જ કાફી હતું કે રીટાબહેને ઋષિકેશ જવાની વ્યક્ત કરેલી ઈચ્છા પૂરી કરવી. એ રાતે જ તેમણે હોટેલ પદ્મિની નિવાસના રિસેપ્શન પર જઈને જણાવી દીધું કે, અમે બધા કાલે સવારે જ તમારી હોટેલમાંથી ચેક આઉટ કરી લઈશું...

રિસેપ્શન પર બે પળ માટે સન્નાટો છવાઈ ગયો કારણકે ૨૪ મી એપ્રિલ સુધીનું એડવાન્સ બુકિંગ અને પેમેન્ટ કરી ચૂકેલી 'પાર્ટી' ત્રણ દિવસ અગાઉ જ હોટેલ છોડવાની વાત કરી રહ્યું હતું...

રાજુભાઈ દોશી જો કે હોટેલના રિસેપ્શન પર પહોંચતાં પહેલાં જ પોતાના ટ્રાવેલએજન્ટને પણ ફોન કરી ચૂકયા હતા. હવે તેઓ ૨૨મી એપ્રિલે દહેરાદૂન—દિલ્હી થઈને વિમાન માર્ગે રાજકોટ પહોંચવાના હતા એટલે બધી જ ટિકિટ બદલીને ૨૨મી એપ્રિલની કરવાની હતી...

... પણ કોણ, કયારે, કયાં, કેવી રીતે જશે અને પહોંચશે, એ દશમાંથી કોઈ ત્યારે જાણતું નહોતું !

રીટાબહેનની આવી ઈચ્છા પાછળ નિયતિના કેવા સંકેત અને ભેદભરમ હતા, એ વાતનો તો ત્યારે કોઈને અણસાર સુદ્ધાં નહોતો.

બાર જ્યોતિર્લિંગના સાથે જ દર્શન કરવાના શપથ લેતા દોશીદંપતી સહિતના બાર મિત્રો









**જ્યોતિર્લિંગના દર્શન રાજુભાઈ માત્ર રીટાબહેનને કારણે કરતા રહ્યાં!**
























## ૨૦ એપ્રિલ,૨૦૨૨

ચૈત્ર સુદ ચોથ,બુધવાર

૨૦ એપ્રિલ, ૨૦૨૨.

સવારે સ્વાદિષ્ટ નાસ્તો આરોગીને બધા પદ્મિની નિવાસ હોટેલના પટાંગણમાં આવી ગયા. મનીષભાઈ મહેતાનાં ધર્મપત્ની પૂજાબહેનનો આજે જન્મદિવસ હોય બધા યાદગીરી માટે અલગ અલગ અદામાં ફોટો પડાવી રહ્યા હતા. દામ્પત્યજીવનનાં ૩૭ વરસમાં પહેલી વખત રીટાબહેને એ દિવસે રાજુભાઈ દોશીને હેતથી કહ્યું : રાજભા, તમારો ફોન કોઈને આપો, આપણા ફોટા પાડવા માટે !

રીટાબહેનના આ શબ્દો પાછળ વિધાતાનો ઈશારો શો છે, તેની ત્યારે ક્યાં કોઈને ખબર હતી?

ફોટોગ્રાફી પૂરી કરીને બધા સાડા દશ વાગ્યે મસુરીની પદ્મિની નિવાસ હોટેલનો પરિસર છોડીને ટ્રાવેલ ટેમ્પોમાં ગોઠવાયાં અને ટેમ્પોએ ઋષિકેશની દિશામાં પ્રયાણ કર્યું ત્યારે પ્રમાણમાં બધા એકદમ આનંદમાં હતા. વિશેષ ખુશ રીટાબહેન દોશી હતા કારણ કે તેઓ મહાદેવની ભૂમિ–ઋષિકેશ જઈ રહ્યાં હતાં.

મહાદેવ, તેની જટામાંથી નીકળતી ગંગા અને ગંગાનાં મૂળ જેવા ગંગોત્રીના દર્શનનું રીટાબહેનને હંમેશ શ્રદ્ધાપૂર્ણ ઘેલું રહેતું. હજુ સાત મહિના પહેલાં તેમણે અને રાજુભાઈ દોશીએ મિત્રદંપતીઓ સાથે ચારધામની યાત્રા કરેલી ત્યારે...

'રીટાભાભીએ ગંગોત્રીમાં પણ અમને બધાને શપથ લેવડાવ્યા હતા.' રાજુભાઈના બાળપણના મિત્ર હસમુખભાઈ માણાવદરિયાને યાદ છે કે, એ વખતે તેમણે એવી ઈચ્છા સાથે શપથ લેવડાવેલા કે આવતી ભાઈબીજે (૨૬ ઓકટોબર, ૨૦૨૨) આપણે બધા ગોકુલ–મથુરા સાથે જ જઈને

દર્શન કરીશું !

રીટાભાભીની એ વિશેષતા હતી કે તેમને ફરવામાં, વધુ તો તીર્થસ્થાનોના દર્શન કરવામાં સવિશેષ ખુશાલી થતી પરંતુ તેમનો આગ્રહ રહેતો કે, બધા એ વખતે તેમની સાથે જ હોય. રાજુભાઈનું પણ એવું જ. રીટાબહેનને જેમાં વધુ આનંદ અને ખુશાલી મળે એ જ રીતે તેઓ હરવા–ફરવાનો કે ગિરનારની ગોદમાં આવેલી વાડી એ જવાનો કાર્યક્રમ ગોઠવે.

'મસુરીનો પ્રવાસ પણ પહેલાં તો રીટાની ઈચ્છા પ્રમાણે, મેં પંદર દિવસનો જ નક્કી કર્યો હતો !' રાજુભાઈ દોશી કહે છે, 'પણ અમારા અમુક મિત્રો માટે એકસાથે આટલા દિવસ કાઢવા મુશ્કેલ થતા હતા એ જાણ્યાં પછી રીટાએ જ મને કહેલું : '... તો રાજ'ભા, અઠવાડિયાનો પ્રવાસ ગોઠવો પણ બધા સાથે હોય તો જ અને ત્યારે જ મજા આવે !'

તરત રાજુભાઈએ ૧૭મી એપ્રિલથી ૨૪ એપ્રિલ સુધીનો મસુરીનો પ્રવાસ ગોઠવી દીધેલો પણ ત્રણ જ દિવસ પછી આખા પ્રવાસની રૂપરેખા બદલાઈ ગઈ હતી. ૧૯મીની સાંજે જ બદલાયેલા કાર્યક્રમ મુજબ હવે બધા ઋષિકેશ જઈ રહ્યા હતા. બે દિવસ ઋષિકેશ રહીને તેઓ ૨૨મી એપ્રિલે જ વિમાનમાર્ગે રાજકોટ પહોંચી જવાના હતા. બેશક, આ રીતે કાર્યક્રમ ટુંકાવતી અને બદલાવતી વખતે રાજુભાઈ – રીટાબહેને એવી ઈચ્છા વ્યક્ત કરી હતી કે, બીજા મિત્રો ભલે મસુરી જ રોકાઈ અને અગાઉની ગોઠવણ મુજબ ૨૪મી એપ્રિલે જ રાજકોટ પાછાં ફરે..

'પણ રીટાબહેન અને રાજુભાઈ વગર મસુરીમાં રોકાવાની અમારા કોઈની ઈચ્છા નહોતી !' હસમુખભાઈનાં પત્ની મધુબહેન માણાવદરિયા કહે છે : 'તેથી અમે બધાએ પણ એવો જ આગ્રહ રાખ્યો કે બધા સાથે જ રહીશું અને બધા સાથે જ (૨૨મી એપ્રિલે) રાજકોટ જઈશું!'

આખરે દોશીદંપતી અને તેમના કાફલાએ ૨૦મી એપ્રિલની સવારે સાથે જ મસુરીની પદ્મિની નિવાસ હોટેલ છોડી અને ઋષિકેશ તરફ પ્રસ્થાન કર્યું. આમ તો રીટાભાભી પ્રવાસમાં બધી મહિલાઓ સાથે પાનાં રમવાનું વધુ પસંદ કરે પણ એ માટે રૂટ લાંબો હોય એ જરૂરી ગણાય. મસુરી – ઋષિકેશનો (નોનસ્ટોપ) પ્રવાસ ચાર–સાડા ચાર કલાકનો જ થાય એટલે આજે બધાએ નક્કી કર્યું કે, આપણે અંતાક્ષરી રમીએ...

... અને ટ્રાવેલ ટેમ્પોમાં ગીતોની રમઝટ શરૂ થઈ.

❐ ❐ ❐

'અમારી નાની બહેન હતી એટલે વખાણ નથી કરતાં પરંતુ રીટા જે કરતી, એ બીજી સ્ત્રી ભાગ્યે જ કરી શકે !' રીટાબહેનનાં મોટા બહેન હંસાબહેન કોઠારી આટલું કહીને તેનું વિશ્લેષણ પણ કરે છે, 'રીટા વહેવારિક બાબતોમાં નંબર વન હતી. એકપણ જવાબદારી એ ચૂકે નહીં કે ક્યારેય એ જવાબદારીઓથી ભાગે નહીં... બિટ્ટુ (ખુશ્બૂ)માં તો એનો જીવ હતો કારણ કે એ ઘોડિયાંમાં હતી ત્યારથી બિટ્ટુ રીટા પાસે અને સાથે જ મોટી થઈ છે. મારાં બાની, અમારા બિપિનભાઈની, સાસુ ચંપાબહેનની પણ તેણે ખૂબ સેવા કરી છે...'

સેવા, કાળજી ઉપરાંત સામી વ્યક્તિને ખુશ કરવાની કળા પણ રીટાબહેનના ડીએનએમાં હતી. તેમનાં સાસુ ચંપાબહેન ઉંમર અને તબિયતને કારણે પથારીવશ હતાં ત્યારે તેમનાં માણાવદરનાં સખી રંભાબહેન (રાજેશ ગંડેચાના માતા)ને છેક માણાવદર જઈને 'શ્રુતિના' બંગલામાં લઈ આવ્યાં હતાં, જેથી ચંપાબહેન અને રંભાબહેન એકબીજાને મળી શકે અને સાથે રહી શકે. રીટાબહેનનાં બન્ને જેઠાણી દેવયાનીભાભી અને નીતાભાભી હવેલી કે દેરાસર–ઉપાશ્રયમાં પૂરતો સમય આપી શકે એટલે 'શ્રુતિના'ના રસોડાની તમામ જવાબદારી તેમણે જ ઉપાડી લીધી હતી.

'રીટા તેનાં કામમાં એવી પરફેક્ટ હતી કે... ' રીટાબહેનનાં મોટા બહેન ઈલાબહેન ચમકી જવાય તેવી વાત કરે છે, 'એ મસુરી ગઈ એ પહેલાં ઘર (શ્રુતિના) માટે ઘઉં અને મરચાં (લાલ મરચું)નો ઓર્ડર પણ આપતી ગઈ હતી અને તેની ખબર પણ પછીથી બધાને પડી !'

એક વખત ઈલાબહેનના રાજકોટના ઘરે દહીંવડાનો પ્રોગ્રામ હતો. બધા આવવાના હતા એટલે ઈલાબહેને નાની બહેનને પણ આવવા માટે ફોન કર્યો તો રીટાભાભીનો જવાબ હતો : 'અમારા રાજભા તો એવું કંઈ ખાવાના નથી એટલે એમને ઘરે જમાડીને પછી અમે આવીશું પણ તમે બધા અમારી જમવામાં રાહ ન જોતાં !'

રાજુભાઈ માટે રીટાબહેન તેમનો 'જીવ', તો સંતાનો તેમના માટે 'લાયન' અને તેમનું મહત્ત્વ 'હાર્ટ બિટસ' સરીખું છે. રીટાબહેન માટે રાજુભાઈ કાયમ 'પૂર્ણાંગિની' વિશેષણ જ વાપરતા. આ લખતાં પૂર્વે મળેલા પચાસથી વધુ વ્યક્તિની વાતનો સૂર પણ એવો જ છે કે રીટાબહેન એક સંપૂર્ણ મહિલા હતાં. એક મહિલાએ તેના જીવનમાં દીકરી, પુત્રવધૂ, પત્ની, ભાભી, માતા, દેરાણી, જેઠાણી, કાકી, મામી, માસી અને સાસુ જેવી વિવિધ જવાબદારીઓ અને હોદ્દાઓ જીવવાના આવે છે. રીટાબહેન તો શૈશવસ્કૂલના મેનેજીંગ ટ્રસ્ટી, ચંદ્રશ્રુતિ વૃદ્ધાશ્રમનાં સ્થાપક અને ગિરનારની ગોદમાં આવેલી વાડીનાં નિર્માતા પણ હતાં અને એ તમામ જવાબદારી અને હોદ્દામાં રીટાબહેન દોશી '૨૪ કેરેટ'ના પુરવાર થયેલાં મહિલા હતાં. 'શ્રુતિના' ઉપરાંત વાડી, માણાવદરના ઘર અને દોશીપરિવારે બનાવેલા ચંદ્રશ્રુતિ વૃદ્ધાશ્રમની દેખરેખ તેઓ જ કરતાં હતાં. મોટા બહેન ઈલાબહેન કહે છે કે, 'રીટા કાયમ કહેતી કે બધી જવાબદારીઓ પૂરી થઈ જાય પછી મારે માણાવદરના ઘરે અને ગિરનારની ગોદમાં આવેલી વાડીએ જ જઈને રહેવું છે !'

'પણ રીટાબહેન અને રાજુભાઈ વગર મસુરીમાં રોકાવાની અમારામાંથી કોઈની ઈચ્છા નહોતી એટલે અમે પણ આગ્રહ રાખ્યો કે...

'એક વખત એમની વાડીએથી નીકળતી વખતે અમે કહ્યું કે મોવિયા પાસે અમે બનાવેલા ફાર્મ પર જઈએ તો રીટાભાભી તૈયાર થઈ ગયાં !' હસમુખભાઈ માણાવદરિયા ૨૦૨૧નો જ એક પ્રસંગ ટાંકે છે. એ વખતે તેમનું ફાર્મ બની રહ્યું હતું. રીટાબહેન–રાજુભાઈ દોશી સહિત બધા પહોંચ્યા અને હળવો નાસ્તો કરવા બેઠાં તો રીટાભાભીએ જોયું કે પ્લેટ ઓછી પડી રહી હતી. તરત તેમણે હસમુખભાઈને કહ્યું કે

'એસ્સેન' (રાજુ ગ્રૂપની ડિસ્પોઝેબલ બનાવતી કંપની) જઈને કાલે જ ડિસ્પોઝેબલ ડીશ લેતાં આવજો, હસમુખભાઈ તમે !'

એ પછી હસમુખભાઈ 'એસ્સેન' ગયા અને એ ફેકટરી સંભાળતાં રાજુભાઈના ભત્રીજા પલ્લવ દોશીને બસ્સોએક જેટલી ડિશ આપવાનું કહ્યું તો પલ્લવે પાંચસો ડિશ તેમની કારમાં નખાવી આપી... દોશીપરિવારની આ વિશાળતા જ તેમની ઓળખાણ છે. કાકીની એક ભલામણ પર ભત્રીજો ત્રણ ગણી અમલવારી કરે તો પલ્લવનાં રીટાકાકી પણ કેવાં કાળજીવાળાં હતાં તેની છણાવટ મધુબહેન માણાવદરિયા કરે છે, 'રીટાભાભી અમારા બધાની એવી કાળજી રાખે કે અમે વાડીએ ભેગાં થઈએ તો રાજકોટથી ખાસ અમારા બધા માટે મીઠાઈ લેતાં જ આવે. આ મીઠાઈ પાછાં પોતે કે રાજુભાઈ તો ખાવાનાં જ ન હોય... અરે, એમને એ પણ ખબર હોય અને યાદ હોય કે જમવામાં કોની કેવી આદત છે. રેખા (જયમીન ગૌસ્વામીનાં પત્ની) પરોઠાં ન ખાય તો તેની તેમને ખબર જ હોય. એના માટે થેપલાં કે રોટલી જ બને. મારા પતિ (હસમુખભાઈ ) ને દાળભાતમાં દહીં ઉમેરીને જમવાની આદત એટલે દાળભાત પીરસાય ત્યારે તેમની થાળીમાં દહીં આવી જ જાય. સવિતાબહેન (ભીખાભાઈ દેકીવાડિયાનાં પત્ની) માટે તેલવાળાં જ પરોઠાં બને... અમને સવારે બ્રશ પછી તરત ચા પીવાની ટેવ છે તો અમારા માટે ચા વહેલી જ બની જાય !'

દેખીતી રીતે 'રાજુ ગ્રૂપ ઓફ કંપની' ના સર્જક દોશીપરિવાર માટે એક હજાર છસ્સોથી વધુ માણસો કામ કરે છે પણ શેઠપણાંની છાંટ તમને પરિવારના, સૌથી મોટા કિશોરભાઈ દોશીથી માંડીને સૌથી નાના વયસ્ક સભ્ય ઉત્કર્ષ દોશીનાં વાણી, વર્તન અને વહેવારમાં કયાંય દેખાય જ નહીં અને એ પ્રકારનું 'શેઠાણીપણું' (બન્ને જેઠાણીઓ અને) રીટાભાભીમાં પણ કદી ઝળકે નહીં. ગણપતિ મહોત્સવ પછી કે પારિવારિક સંબંધ થયા પછી હોમિયોપથીના ડૉ. રાજેશ પટેલ હોય કે ખુશ્બૂ દોશી સાથે અભ્યાસ કરતાં એડવોકેટ પારસ બુધ્ધદેવ હોય, બધાનો અનુભવ એવો કે રાતે બાર વાગ્યે પણ 'શ્રુતિના'માં બેઠાં હોઈએ તો ગાંઠિયા, સુખડી કે અડદિયાનો નાસ્તો રીટાબહેન કરાવે જ. અરે, પોતાના હાથે ચા બનાવી લાવે અને બધાને પ્રેમથી પિવડાવે પણ ખરાં !

આ જ ક્રમ ગિરનારની ગોદમાં આવેલી વાડી પર ચાલે. રાતે બાર વાગે તાવડો ચડાવીને, લોટ બાંધીને રીટાભાભીએ બનાવેલાં વણેલા ગાંઠિયા ખાધા હોય એવા પરિચિતો, મિત્રો, તેમની પત્નીઓ, સંબંધીઓ અને સેલિબ્રિટીઓ એટલી છે કે તેમનાં નામ વાંચીને તમે કંટાળી જાવ પણ...

રીટાબહેન કયારેય કંટાળે નહીં !

❒ ❒ ❒

ઋષિકેશ તરફ આગળ વધી રહેલા ટ્રાવેલ ટેમ્પોમાં અત્યારે ભાતાંમાં સાથે લીધેલો હળવો નાસ્તો બધા કરી રહ્યા હતા. અંતાક્ષરી રમી લીધા પછી થોડી વાર માટે ટેમ્પોમાં જ આડે પડખે થઈને આરામ કરી ચૂકેલાં રીટાબહેન પણ હવે જાગી ગયાં હતાં. રીટાભાભીએ પણ બધા સાથે નાસ્તામાં બે'ક બિસ્કીટ અને મમરા ખાધા, એ રાજુભાઈએ નોંધ્યું હતું. રાજુભાઈએ મનોમન નિર્ણય લઈ લીધો હતો કે ઋષિકેશમાં એવી જ હોટેલમાં ઊતરવું છે, જેમાં જતાં–આવતાં બહુ ચાલવું ન પડે અને એ હોટેલથી

થોડાં પગલે જ દૂર ગંગા નદીનો ઘાટ પણ હોય.

છેલ્લાં બે'ક વરસથી રાજુભાઈ દોશીને રીટાબહેનની તબિયતની વધુ ફિકર રહેતી કારણ કે તેમની ગેસની સમસ્યામાં કાયમી રાહત થતી નહોતી અને દોઢ વરસ પહેલાં જ 'શ્રુતિના'માં ગાંઠિયા બનાવતી વખતે ગરમ તેલની કડાઈ ઊથલી ગઈ હતી અને રીટાબહેન દાઝી ગયા હતા. ગરમ તેલની દાઝને તો રાજુભાઈ દોશીની ઓલ્ટરનેટિવ મેડિસીનની સારવારથી જલદી રૂઝ આવી ગઈ હતી પણ...

એ જ વખતે ઋષિકેશ જઈ રહેલા ટેમ્પોમાં રીટાબહેન પર રાજકોટથી બહેનપણી જેવાં નણંદ જયુબહેનનો ફોન આવ્યો અને રીટાબહેન તેમની સાથે વાતમાં પરોવાયાં. રાજુભાઈએ સાંભળ્યું કે રીટાભાભી જયુબહેનને કહી રહ્યાં હતાં કે, આ વખતે ફરવાની મજા નથી આવતી એટલે (ઋષિકેશ જવા) નીકળી ગયા. આમ પણ, આ બધા (સાથી પ્રવાસીઓ) મારા કારણે બંધાઈને રહે એ મને ગમતું નહોતું !'

રીટાભાભીના શબ્દો 'મારા કારણે' ટ્રાવેલ ટેમ્પોમાં જેના કાને પડયાએ બધાને (રાજુભાઈ દોશીની જેમ) મન થયું કે રીટાભાભીને સમજાવે કે 'તમારા કારણે' અમે બંધાયેલાં નથી. 'તમારા કારણે' જ અમે આટલું હરીફરી શકયાં છીએ અને તીર્થોના દર્શન કરીને પાવન થઈ શકયાં છીએ. મધુબહેન માણાવદરિયા તો બેધડક સ્વીકારે છે કે, અમે જિંદગીમાં કદી 'ચારધામ'ની યાત્રા કરી શકવાનાં નહોતાં. આ તો રીટાબહેનને કારણે જ અમે એ યાત્રા કરી શકયાં હતાં !'

...અને એ જ વખતે ટ્રાવેલ ટેમ્પો ઋષિકેશમાં દાખલ થયો. બપોરના ત્રણ વાગ્યા હતા !

❒ ❒ ❒

'હું રીટાબહેનને 'કાકીમા' કહેતો કારણ કે એ ખુશ્બૂનાં કાકી હતાં !' એડવોકેટ પારસ બુદ્ધદેવ 'રેકી માસ્ટર' છે. આ વિદ્યા મુજબ તમે સામી વ્યક્તિને પીડામાંથી રાહતની લાગણીનો અહેસાસ કરાવી શકો છો. પારસ બુદ્ધદેવ અને ખુશ્બૂ છઠ્ઠું ધોરણ ભણ્યાં હતાં અને એ રીતે દોશી પરિવાર સાથે તેમનો પરિચય. રીટાબહેન એટલે કે 'કાકીમા'ને ગેસના કારણે થતી તકલીફોમાં રાહત આપવા માટે પારસભાઈ અવારનવાર 'રેકી' આપતાં. પારસ બુદ્ધદેવ કહે છે, 'કાકીમા બહારગામ હોય તો હું તેમને રાજકોટથી રેકી આપતો હતો. ફોન કરતો. બસ, મસુરી ગયા ત્યારે આ વખતે જ હું કાકીમાને ફોન ન કરી શકયો !'

'ફાનસ લઈને ફરો તો પણ ન મળે એવું અનન્ય વ્યક્તિત્વ રીટાબહેનનું હતું !' રાજકોટના હોમિયોપથીના જાણીતા ડૉ. રાજેશ પટેલ કહે છે, 'ગજબની સ્થિતપ્રજ્ઞતા હતી તેમનામાં. જરા પણ વિચલિત ન થતાં. મારી પાસે દવા લેવા આવ્યા હોય અને દુઃખાવો

'રીટા કાયમ કહેતી કે બધી જવાબદારીઓ પૂરી થઈ જાય પછી મારે માણાવદરના ઘરે અને ગીરનારની ગોદમાં આવેલી વાડીએ જ જઈને રહેવું છે !'

થતો હોય તો પણ તેમના ચહેરા પર એ રતિભાર દેખાય જ નહીં !'

ટર્બો ગ્રૂપના પુત્રવધૂ ભાવનાબહેન પટેલ કે સોનાબહેન શાહની જેમ ડૉ. રાજેશ પટેલ પણ 'દોશીપરિવાર'ના ગણેશ મહોત્સવ દરમિયાન જ દોશીપરિવારની નજીક આવ્યાં. આ ગણપતિ મહોત્સવની ઉજવણી તો સાવ જ અણધારી રીતે દોશીપરિવારે શરૂ કરી હતી. ૨૦૧૫ની એક રાતે રાજુભાઈ અને રીટાબહેન દોશી નાગેશ્વર તીર્થ તરફથી આવતાં હતાં તો રસ્તામાં તેમણે ગણપતિની મૂર્તિઓ જતી જોઈ. રીટાભાભીએ ઈચ્છા વ્યક્ત કરી એટલે ઘરે પહોંચીને રાજુભાઈ દોશીએ મંડપસર્વિસવાળાને રાતોરાત પંડાલ નાખવાની સૂચના આપી અને પછી...

ગણપતિની આઠ ફૂટની પ્રતિમા લેવા માટે નીકળ્યા. બીજા જ દિવસે ગણપતિ મહોત્સવ શરૂ થતો હતો અને એમાં 'દોશીપરિવાર'ના ગણપતિ પણ ઉમેરાઈ ગયા હતા. રાજુભાઈ તો નાસ્તિક પ્રકૃતિના દયાળુ પણ રીટાભાભીની આસ્થા પ્રત્યે તેમની ઊંડી શ્રદ્ધા. રીટાબહેનનાં પરમ સખી ભાવનાબહેન પટેલ કહે છે કે,' ખરેખર તો ભત્રીજી ખુશ્બૂનો ખોળો ભરાતો નહોતો એટલે ગણપતિ પધરાવવાની રીટાબહેન માનતા રાખેલી પણ પ્રથમ ગણપતિ મહોત્સવ પૂર્ણ થયા પછી ખુશ્બૂએ 'સારા' સમાચાર આપ્યા એટલે રીટાબહેને મનોરથ લીધો કે તેઓ અગિયાર વરસ સુધી ગણપતિ મહોત્સવ ઊજવશે !'

❒ ❒ ❒

'જયમીન, આપણે હરદ્વાર જ ચાલ્યાં જઈએ !'

રાજુભાઈ દોશીએ ભારપૂર્વક કહ્યું એટલે જયમીન ગોસ્વામી અને ભીખાભાઈ દેકીવાડિયા બન્ને ટ્રાવેલ ટેમ્પોમાં બેસી ગયા અને ટેમ્પો હરદ્વાર આગળ વધ્યો. જયમીનભાઈ જરા અપસેટ લાગતા હતા કારણ કે ઋષિકેશ પહોંચીને એકટિવા ભાડે લઈને હોટેલની તપાસ કરવા નીકળ્યા પરંતુ બહુ ચાલવું ન પડે અને ગંગા ઘાટ સામે જ હોય એવી હોટેલમાં પાંચ દંપતી માટેના પાંચ રૂમ મળ્યા જ નહીં.

જયમીનભાઈને એક હોટેલ તો મળી પણ એ બ્રીજ પાર કરીને જવી પડે તેવી હતી. તેથી રાજુભાઈએ રિજેક્ટ કરી. તેઓ નહોતા ઈચ્છતા કે રીટાબહેનને કોઈ વધારાનો શ્રમ પડે અને કારણ વગરની તબિયત બગડે. જયમીનભાઈએ તો રીટાભાભીને એકટિવામાં હોટેલ સુધી લઈ જવાની તૈયારી દર્શાવી પણ...

'આપણે હરદ્વારની 'ગંગાસદન'માં જ રૂમ મળે એવું કંઈક કરીએ !' એમ કહીને ટ્રાવેલ ટેમ્પોમાંથી મનીષભાઈ મહેતાએ 'ગંગાસદન'માં ફોન જોડયો. આ એ જ 'ગંગાસદન' હોટલ હતી કે જેમાં ઓક્ટોબર, ૨૦૨૧માં ચાર ધામ વખતે જ બધા રોકાયેલા હતા. ગંગાસદન હોટેલ, પરિસર, તેનો સ્ટાફ, તેનો ગંગાનો ઘાટ... બધું દોશીદંપતી આણિ મંડળીનું પરિચિત હતું અને સદ્ભાગ્યે, ત્યાં પાંચ રૂમ મળી ગયા પરંતુ હરદ્વાર અને ગંગાસદન પહોંચતા સુધીમાં છ વાગી ગયા હતા અને આરતીનો સમય થઈ ગયો હતો તેથી મનીષભાઈ મહેતાએ તોડ કાઢયો. રીટાબહેન સહિત બધી મહિલાઓને લઈને રાજુભાઈ દોશી આરતી માટે ગંગા ઘાટ પર પહોંચી જાય. મનીષભાઈ અને અન્ય પુરુષો હોટલની ફોર્માલિટી અને સામાન થાળે પાડીને પછી આરતીમાં પહોંચી જશે.

'ભલે !' બધા મહિલા સદસ્યો સાથે નીકળતાં પહેલાં રાજુભાઈએ તાકીદ કરી : 'આપણને રૂમ ગંગા નદીના ઘાટ તરફના જ મળે એ રીતે તમે રૂમ પસંદ કરજો !'

– અને રીટાબહેન અને મિત્રોની પત્નીઓને લઈને રાજુભાઈ દોશી અલગ અલગ સાયકલરીક્ષામાં નીકળી ગયા. રીટાભાભીના જીવનની મનપસંદ છેલ્લી ગંગાઆરતી માટે.

બધાને મન થયું કે રીટાભાભીને સમજાવે કે 'તમારા કારણે' અમે બંધાયેલાં નથી. 'તમારા કારણે' જ અમે આટલું હરીફરી શક્યાં છીએ





શૈશવસ્કૂલના
મેનેજીંગ ટ્રસ્ટી
તરીકે પણ સફળતાથી
કામ કરનારાં
'રીટાભાભી'





















# ૨૧ એપ્રિલ,૨૦૨૨

ચૈત્ર સુદ પાંચમ, ગુરૂવાર

**૨૧ એપ્રિલ, ૨૦૨૨.**

**રાતના સવા બાર વાગ્યા હતા અને સત્તાવાર રીતે તારીખિયું નવો દિવસ દેખાડવા લાગ્યું હતું. હરદ્વારની 'ગંગાસદન' હોટેલના પોતાના રૂમમાં આવીને હસમુખભાઈ માણાવદરિયા ડબલ બેડ પર આડા પડયા હતા. તેમનાં પત્ની મધુબહેન વોશ બેસિનમાં ધોયેલાં પાઉડરવાળા હાથને નેપકિનથી લૂછી રહ્યાં હતાં. હજુ ત્રીસ–ચાલીસ મિનિટ પહેલાં જ તેમણે રીટાબહેનને (ખટાશના રિએકશનથી જન્મતાં) શીળસની બળતરાથી રાહત મળે એ વાસ્તે પાઉડર લગાવી આપ્યો હતો. તેમની સાથે રીટાબહેનના જ રૂમમાં રેખાબહેન, સવિતાબહેન, પૂજાબહેન પણ હતાં.**

**ત્રણેક કલાક પહેલાં જ બધાએ સાથે મળીને 'ગંગાસદન'ની ટેરેસ પર પૂજાબહેનનો બર્થ ડે ઉજવ્યો હતો. સવારે મસુરીથી ઋષિકેશ જવા નીકળ્યા ત્યારે જ રીટાબહેને પતિ રાજુભાઈ દોશીને કહી દીધેલું કે રાતે આપણે પૂજાના બર્થ ડે ની કેક કાપીને ઉજવણી કરીશું...**

**ઋષિકેશની બદલે હરદ્વારમાં નાઈટહોલ્ટ કરવાનું નક્કી થયું ત્યારે ગંગાઘાટ પર આરતીનો સમય થઈ ગયો હતો. તેથી રાજુભાઈ દોશી પત્ની રીટાબહેન અને અન્ય ચાર મિત્રપત્નીઓ સાથે અલગ – અલગ હાથ રિક્ષામાં આરતી સ્થળે પહોંચી ગયાં હતાં. મનીષભાઈ, જયમીનભાઈ, રસિકભાઈ (ભીખાભાઈ) અને હસમુખભાઈ 'ગંગાસદન'ની ફોર્માલિટી પૂરી કરીને, પોતપોતાનો સામાન, પોતપોતાના રૂમમાં મૂકીને આરતી સ્થળે હર કી પૌઢી પહોંચ્યા ત્યારે હજુ આરતી શરૂ થઈ નહોતી.**

**હાથ રિક્ષામાં આરતી સ્થળે જતી વખતે જ રીટાબહેન દોશીએ તેમના હરદ્વાર ખાતેના (કાયમી) પંડિત હિમાંશુભાઈને ફોન કરી દીધો હતો એટલે આરતી સમયે એ પણ હાજર થઈ ગયા**

હતા. આરતી પછી બધાએ શ્રદ્ધાનો દીવો પ્રજ્જવલિત કરીને ગંગાનદીમાં વહેતો મૂકયો અને...

આઠેક વાગ્યે દોશીદંપતી બધા મિત્રો સાથે 'ગંગાસદન' પર આવી ગયું. ફ્રેશ થયા અને 'ગંગાસદન'ની ટેરેસ પર બધા જમવા માટે એકઠા થયા. રીટાબહેનને તો જમવા કરતાં નાની બહેન પૂજા મહેતાના બર્થ ડે ની કેક કાપીને ઉજવણી કરવામાં વધારે રસ હતો એટલે ફરી રિસેપ્શન પર કેક મંગાવી આપવાની તાકીદ કરવામાં આવી. કેક આવી. કેક કાપીને બધા જમવા બેઠા. જમતી વખતે ખુશ્બૂનો અને પછી કૃતિનો ફોન આવ્યો. તેની સાથે રીટાભાભીએ વાત કરી.

એ વખતે તો કોઈને કલ્પના નહોતી કે રીટાભાભી તેમની જિંદગીના અંતિમ બે કોલ કરીને બન્ને દીકરીઓ સાથે અંતિમ વખત વાત કરી રહ્યાં છે... એ વખતનો માહોલ પણ અલગ હતો કારણ કે હવે પૂજાબહેનના બર્થ ડે નિમિત્તે બધાએ શુકનના મોં મીઠાં કર્યાં. શુભેચ્છાઓ સાથે ફોટોગ્રાફ ખેંચાયા અને...

બધા 'ગંગાસદન'ની ટેરેસ પરથી નીચે ઊતર્યા. મધુબહેન માણાવદરિયા કહે છે કે, ' અમે કયાંય પણ ફરવા જઈએ અથવા કયાંય પણ ઊતર્યા હોઈએ પણ રાતે તો રાજુભાઈ–રીટાબહેનના રૂમમાં ભેગાં થઈએ... એ જ રીતે 'ગંગાસદન'ની રીટાબહેનની રૂમમાં અમે બધી મહિલાઓ ગઈ અને ડાયરો જમાવ્યો !'

કાલે કોણે દીઠી છે ? આ સૂચિતાર્થ માણસ માત્રની નબળાઈ રહી છે. કુદરત બીજી સવારે કોની કૂકરી, કેવી રીતે ગાંડી કરવાની છે, તેની કોઈને, કયારેય ખબર હોતી નથી. રાજુભાઈ દોશી અને તેમના મિત્રો પણ વિધાતાની આ સોગઠાંબાજીથી અજાણ જ હતા. તેમના મિત્રો હસમુખભાઈ માણાવદરિયા અને મનીષભાઈ મહેતા, જયમીનભાઈ ગોસ્વામી અને ભીખાભાઈ દેકીવાડિયા તો પત્ની અને ભાભીઓની ફરમાઈશ પૂરી કરવાના ઈરાદે 'ગંગાસદન'ની બહાર નીકળ્યાં કારણ કે બધી મહિલાઓએ 'મસાલાપાન' ખાવાની ઈચ્છા વ્યક્ત કરી હતી. સોડા પી, પાન ખાઈને અને પત્નીઓ માટેનાં પાન બંધાવીને બધા 'ગંગાસદન' પાછાં ફર્યા ત્યારે બધા એ વાત કરતા હતા કે, હરદ્વારમાં આવતીકાલે શું કરવું છે ? હરદ્વારની બજારમાં જવાનું બધાએ આપસમાં નક્કી કર્યું તો હસમુખભાઈ માણાવદરિયાએ તો રાજકોટ ફોન કરીને પુત્રવધૂ પાસેથી એક નંબર પણ મંગાવી લીધો : એ જામજોધપુરવાળાની રેસ્ટોરાંવાળાનો ફોન નંબર હતો.

આવતીકાલે ત્યાં જમવા જઈશું– ફોન નંબર મેળવી લીધા પછી હસમુભાઈ બોલ્યા અને બધા 'ગંગાસદન' હોટેલ પર પહોંચ્યાં તો ખબર પડી કે રીટાબહેન દોશીના રૂમમાં ભરાયેલી મહિલા મંડળી પોતપોતાના રૂમમાં ચાલી ગઈ હતી કારણ કે...

પોણા બાર વાગે રીટાભાભીએ કહેલું કે, આપણે હવે છુટ્ટાં પડીએ. ભીખાભાઈ અને સરલાબહેનને કાલે વહેલું નીકળવાનું છે... મને પણ ઊંઘ આવે છે !

'રાજકોટ પહોંચ્યા પછી આપણે રીટાભાભીને (માણાવદર નજીકના) બુરી ગામ લઈ જઈશું !' રીટાભાભીની રૂમમાંથી પોતાના રૂમમાં આવી ગયેલાં મધુબહેનથી આ બોલી જવાયું ત્યારે રાતના લગભગ બાર ને વીસ મિનિટ થઈ હતી. અવારનવાર નાજુક થઈ જતી રીટાબહેનની તબિયતની તેમને

ચિંતા થતી હતી એટલે બુરી ગામના કોઈ વૈદ્યને દેખાડવાની વાત તેઓ કરી રહ્યાં હતાં. પત્નીની વાત સાંભળીને હસમુખભાઈથી પણ બોલી જવાયું : 'હા એમ જ કરીશું. કદાચ, રીટાબહેનને તેનાથી ફાયદો થઈ પણ જાય !'

એ જ વખતે 'ગંગાસદન'ની લોબીમાં મિત્રો પાસેથી રીટાભાભીનું પાન લઈને રાજુભાઈ દોશી પોતાની રૂમમાં પ્રવેશ્યાં. તેમણે રીટાભાભીને પાન ધર્યું પણ તેમણે ના પાડી દીધી કારણ કે...

રાજુભાઈએ જોયું કે રીટાભાભી જરા વધુ થાકેલાં અને અસ્વસ્થ દેખાતાં હતાં !

❒ ❒ ❒

શારીરિક અસ્વસ્થતા ગમે તેવી હોય પણ ખુશ રહેવું અને અન્યને ખુશ રાખવા કે તેમની તકલીફો ઓછી કરવા માટે મથવું એ રીટાબહેન દોશીની પ્રકૃતિ હતી. કદાચ, આ સ્વભાવ પતિ રાજુભાઈ દોશીમાંથી તેમનામાં પણ ભળી ગયો હોય તો નકારી શકાય તેમ નથી. જૂનાગઢનાં એક બહેન કલકત્તાની કોટન સાડીઓ મંગાવીને ઘરઘરાઉ મિત્રવર્તુળમાં વેચીને થોડી 'સાઈડ ઈન્કમ' કરતાં હતાં. ખાધેપીધે ખમતીધર મહિલા તો આવું કામ કરે નહીં. એ સ્વાભાવિક છે. રીટાબહેન દોશીને એ બહેનનો પરિચય થયો પણ પછી...

'રીટાભાભીમાં એ શાલિનતા પણ હતી કે મદદ એવી રીતે કરે કે સામી વ્યક્તિનું સન્માન અકબંધ રહે !' હવે વાપી રહેતાં જૂનાગઢવાસી મૂકેશભાઈ હિરપરા કહે છે, 'રીટાભાભી રાજકોટથી મારી પત્ની હીરાને ફોન કરીને કહેતાં કે (પેલાં બહેન પાસેથી) આઠ–દશ કોટનની સાડી ખરીદીને મને મોકલ... હીરા તેમને મોકલી આપતી પણ આ રીતે સાડીઓ ખરીદીને રીટાબહેન પેલાં બહેનને આર્થિક સપોર્ટ કરવા માંગતા હોય, એ હું જાણું !'

'રીટાબહેન નાના માણસો સામે નાના બની જતાં !' હીરાબહેન હિરપરાનું નિરીક્ષણ સો ટકા સાચું છે. માણાવદરની સરકારી હાઈસ્કૂલના શિક્ષક જયંતિભાઈ માંડલિયા અને તેમના પત્ની નિઃસંતાન છે તો એ જ રીતે રીટાબહેન દોશીની જ 'શૈશવસ્કૂલ'ના પ્રિન્સિપલ મધુસૂદનભાઈ સંઘવી પણ નિઃસંતાન. રીટાબહેન માંડલિયા અને સંઘવીદંપતીને માતા–પિતા તુલ્ય આદર આપતાં. જયંતિભાઈ માંડલિયાને હૃદયના બ્લોકેજની તકલીફ હતી ત્યારે માંડલિયાદંપતીને રાજકોટના બેત્રણ ફિઝિશ્યન ડોકટર પાસે રીટાબહેન દોશી જ લઈ ગયાં હતાં. માંડલિયાસાહેબે બ્લોકેજનું ઓપરેશન અમદાવાદમાં કરાવ્યાં પછી તેમને માણાવદર લઈ જવા માટે કાર પણ રીટાબહેને રાજકોટથી જ મોકલી હતી. રીટાબહેન દોશીની શૈશવસ્કૂલનું પ્રિન્સિપલપદ તેર વરસ સુધી સંભાળનારા મધુસૂદન સંઘવીસાહેબને યાદ છે કે અમારી શાળામાં વરસે લાખો રૂપિયાની ખાધ પડતી કારણ કે ફી માફી કર્યા પછી રીટાબહેન દોશી

કુદરત કોની કૂકરી, કેવી રીતે ગાંડી કરવાની છે, તેની કોઈને, કયારેય ખબર હોતી નથી. રાજુભાઈ અને મિત્રો વિધાતાની સોગઠાંબાજીથી અજાણ જ હતા.

તરફથી એ બધા વિદ્યાર્થીઓને ચોપડા – નોટબુક, સ્ટેશનરી પણ સ્કૂલ તરફથી જ અપાતી. (દોશીપરિવારની માતૃભૂમિ) ગળવાવના કોઈ વિદ્યાર્થી પાસેથી પણ કદી કોઈ ફી લેવામાં આવતી નહોતી.

માણાવદરમાં ૨૦૦૬થી ચાલતું છાશ કેન્દ્ર હોય કે ત્રંબકેશ્વર મહાદેવનું મંદિર હોય કે માંડલિયાસાહેબે બનાવેલાં ચબુતરા માટેની ચણ હોય... રીટાબહેન દોશી પાસે વાત પહોંચે એટલે તમામ આર્થિક જવાબદારી તેઓ હરખભેર સ્વીકારી લેતાં. ભૂતપૂર્વ પ્રિન્સિપલ સંઘવીસાહેબ તો કહે છે કે, રીટાબહેન રાજકોટ શિફટ થયાં પછી જરૂરતમંદ લોકો તો તેમની રાહ જોતાં અને એ આવે ત્યારે (દોશીપરિવારના માણાવદરના ઘરનું નામ) 'વાત્સલ્ય' બહાર આવીને ઊભા રહી જતાં કારણ કે બધાને ખબર હતી કે રીટાબહેન તેમને જે જોઈએ, જેટલી જોઈએ એટલી મદદ અને હૂંફ આપશે જ !

તમે કહી શકો કે (ચંદ્રકાંતભાઈ દોશીની વિદાય પછી) રાજુભાઈ દોશી માણાવદરના 'નગર શેઠ' અને રીટાભાભી 'નગર શેઠાણી' જેવો માન–મરતબો અને આદર ધરાવતાં હતાં. જો કે રાજુભાઈ કરતાં રીટાભાભી બધાના દિલની વધુ નજીક રહેતાં એટલે લોકો (રાજુભાઈનું કામ હોય તો પણ) રીટાભાભી પાસે પહોંચી જતાં. માણાવદરમાં ફર્નિચરનું કામ કરતા અશ્વિન મિસ્ત્રીને ડાયાબિટીસ હોવાનું નિદાન થયું તો તેમણે સૌથી પહેલાં રીટાબહેનને કહ્યું કે, તમે રાજુભાઈને કહોને કે મને ડાયાબિટીસ માટેની દવા આપે...

'આખો દોશી પરિવાર એવો છે કે, (જરૂરી લાગે તો) વ્યાજે લઈને પણ (જરૂરતમંદને) ઉછીના આપે !' વાપી–જૂનાગઢના મૂકેશભાઈ હિરપરાના આ શબ્દો ટાંકવાનું તાત્પર્ય એ છે કે, રીટાબહેન દોશીની માણસાઈ, મદદગારી અને મહોબ્બત કૌટુંબિક ધરોહરસમાન હતી. ઈશ્વરે દોશી પરિવારને દોમદોમ સાહ્યબી અને સફળતા આપી પણ પોતીકાં અને પારકાંઓનો 'પડયો બોલ' ઝીલી લેવાનો ઉમળકો પણ અકિંચન રાખ્યો. તેનો એક પ્રસંગ જુઓ. બહાઉદ્દીન કોલેજમાં રાજુભાઈ દોશી સાથે ભણેલાં મિત્ર રાજેશ પોપટ અને તેમનાં પત્ની નીલાબહેન એક વખત ગિરનારની ગોદમાં આવેલી 'વાડી'એ રોકાયાં ત્યારે ઓચિંતા જ પચાસેક લોકો બસમાં આવી ચડયાં. રાજુભાઈ દોશીના એક પરિચિત બધાને 'વાડી' દેખાડવા લાવ્યા હતા પણ રીટાભાભીએ સાવ અચાનક આવી ચડેલાં એ પચાસ મહેમાનોને જમાડીને જ વિદાય કર્યા હતા અને એ રીતે રીટાભાભી દર વખતે (ભૂતપૂર્વ પ્રિન્સિપલ સંઘવીસાહેબનો શબ્દ) અન્નપૂર્ણા સાબિત થતાં હતાં.

રાજેશભાઈ પોપટનાં પત્ની નીલાબહેન કહે છે કે, 'હું બધાને એકસાથે સાચવી ન શકું. મારી જાણ બહાર જ કોઈની સાથે ભેદભાવ થઈ જાય પરંતુ રીટાભાભી બધાને એકસરખાં માન – આદર – પ્રેમ આપી શકતાં હતાં. દરેક માટે તેમના આવકારમાં તમને એકસરખી હૂંફ વરતાઈ !'

❒ ❒ ❒

'દુઃખાવો શરૂ થયો લાગે છે !'

ભત્રીજાની સગાઈ માટે રાજકોટ જવા વહેલી સવારે જ નીકળી જવાના હોવાથી ભીખાભાઈ (રસિકભાઈ) અને સરલાબહેન દેકીવાડિયાને મળી લઈને 'ગંગાસદન'ની પોતાની રૂમમાં પ્રવેશેલાં

રાજુભાઈ દોશીએ રીટાબહેનના ચહેરા પરની પીડા વાંચી લેતાં પૂછ્યું. રીટાબહેને જવાબ ન આપ્યો એટલે રાજુભાઈને જવાબ મળી ગયો. તેઓ રીટાભાભીની બાજુમાં બેસી ગયાં. ધીમે ધીમે ગેસ્ટ્રીક તકલીફને કારણે દુ:ખાવો વધતો જતો હોય તેવું લાગતાં રાજુભાઈએ રીટાબહેનને સોડા પિવડાવી કે જેથી દુ:ખાવામાં રાહત શરૂ થાય પણ...

એ કારગત નીવડે એવું લાગ્યું નહીં એટલે ક્ષણના ય વિલંબ વગર રાજુભાઈએ સારવાર શરૂ કરી. રીટાભાભીને ઉબકા આવતાં હતા. લાગતું હતું કે તેમને ઊલટી (વોમિટ) થશે. આજ સુધી તો એવું જ બન્યું હતું કે વોમિટ થયા પછી રીટાભાભીની તકલીફ અને દુ:ખાવો ક્રમશઃ ઓછો થઈ જાય. રાજકોટમાં અગાઉ થયેલાં દુ:ખાવા કરતાં આજનો દુ:ખાવો પ્રમાણમાં ઘણો ઓછો હતો પરંતુ પ્રયત્નો છતાં રીટાભાભીને આજે વોમિટ થતી નહોતી. ખુદ રીટાભાભી પણ ઈચ્છતાં હતાં કે બસ, એકવાર વોમિટ (ઊલ્ટી) થઈ જાય...

...એટલે જ તેમણે પરાણે વોમિટ કરવાની કોશિશ આદરી. પોતાના જ હાથના આંગળા મોંમાં ઊંડે સુધી નાખીને છાતીમાં અટકેલા ઉબકાને મોં વાટે બહાર કાઢવાનો પણ તેમણે પ્રયત્નો કર્યો પરંતુ એ ક્ષણે તો તેમને સફળતા મળી નહીં. પરિસ્થિતિ દર વખતના ગેસ્ટ્રીક દુ:ખાવા કરતાં અલગ અથવા ગંભીર હોય તેવું રાજુભાઈને પણ લાગ્યું કારણ કે રીટાભાભી વોમિટ કરી શકતાં નહોતાં અને તેમનું પેઈન સતત વધી રહ્યું હતું. પહેલી વખત તેમને શ્વાસ લેવામાં તકલીફ પડી રહી હોય એવું સ્પષ્ટ જણાતાં જ રાજુભાઈ દોશીએ બાજુના જ રૂમમાં ઊતરેલા જયમીનભાઈ ગોસ્વામીને ફોન કર્યો : 'રીટાની તબિયત ખરાબ છે, જલદી આવ !'

સફાળા જાગીને જયમીનભાઈ ગોસ્વામી રાજુભાઈ – રીટાબહેન દોશીના રૂમ તરફ ભાગ્યાં અને તેમની સાથે જ નીકળેલાં તેમનાં પત્ની રેખાબહેને ભીખાભાઈ, મનીષભાઈ અને હસમુખભાઈની રૂમના દરવાજા ખખડાવીને બધાને બહાર બોલાવ્યાં : રીટાભાભીની તબિયત ઠીક નથી, ચાલો...

❒ ❒ ❒

'એ અફસોસ મને જિંદગીભર રહેશે કે... ' રાજકોટના હોમિયોપેથ ડૉ. રાજેશ પટેલ કહે છે કે, 'હું રીટાભાભીની તકલીફમાં રાહત અપાવી શક્યો પણ તેમની ગેસ્ટ્રીક તકલીફને સદંતર દૂર ન કરી શક્યો !'

દોઢ વરસ પહેલાં, નવેમ્બર, ૨૦૨૦માં ગાંઠિયાના ગરમ તેલની કડાઈ ગેસ પરથી ઉથલીને દઝાડી ગઈ, એ પછીથી રીટાબહેન દોશીની તબિયત અવારનવાર તેમને હેરાન કરતી હતી. ગરમ તેલની દાઝમાંથી તેઓ જલદી રિકવર થઈ ગયા હતા પરંતુ દાઝવાની સારવારમાં અપાયેલી એન્ટિબાયોટીક દવાના કારણે ગેસની તકલીફ ધીમે ધીમે રોજિંદી જેવી થતી જતી હતી.

'આખો દોશીપરિવાર એવો છે કે, (જરૂરી લાગે તો) વ્યાજે લઈને પણ (જરૂરતમંદને) ઉછીના આપે !'

રીટાબહેન દોશીને પાચનની તકલીફો ૨૦૧૭થી શરૂ થઈ હતી અને એ માટે પ્રાકૃતિક ચિકિત્સાપદ્ધતિના અનેક નિષ્ણાતોની આ દંપતી સલાહ લેતું હતું. એલોપથીના સદંતર વિરોધી એવા રાજુભાઈ દોશીએ ૨૦૨૦માં દાઝવાના આ બનાવ પછી રાજકોટ, અમદાવાદ, જૂનાગઢ, નવસારી, જામનગરના સિનિયર ડોકટરો પાસે ગેસ્ટ્રીક અંગે નિદાન કરાવ્યું હતું અને સારવાર પણ કરાવી હતી. દરેક ડોકટરોએ તપાસ વખતે કાર્ડિયોગ્રામ અને બ્લડપ્રેશર અંગેની તપાસ પણ કરેલી. દરેક વખતે આ તપાસનું મૂલ્યાંકન સાધારણ જ રહેતું હતું.

રાજુભાઈ દોશી જો હજારો ગંભીર રોગ–બિમારીના દર્દીની વૈકલ્પિક ચિકિત્સાપદ્ધતિથી નિઃસ્વાર્થ સારવાર કરીને સ્વસ્થ કરી શકતાં હોય તો રીટાબહેન દોશી માટે કોઈ કચાશ રાખે જ નહીં, એ કહેવાની જરૂર નથી. એ વાત પણ સાચી કે એલોપથી પર રાજુભાઈને બહુ શ્રદ્ધા નથી છતાં રીટાબહેનની ગેસની સમસ્યા મટતી હોય તો તેમણે સાઢુભાઈ રાજેન્દ્ર કોઠારીના જામનગર રહેતા પરિચિત ડોકટર પણ છોડયા નહોતા. જયુબહેન તેમની સાથે નવસારી પણ તબિયત દેખાડવા ગયાં હતાં. સોનાબહેન શાહ તેમને વાંકાનેર પણ લઈ ગયાં હતાં. ડૉ. રાજેશ પટેલે તેમની હોમિયોપથીની સારવાર શરૂ કરી હતી તો વર્ષો અગાઉ સુરેન્દ્રનગરના આયુર્વેદ દવાના રિસર્ચર ડૉ. મૂકેશ શુકલા તો રીટાભાભીની સફળ સારવાર કરી ચૂકયા હતા. રીટાબહેનની શારીરિક તકલીફ અને દુઃખાવામાં રાહત આપવા માટે પારસ બુદ્ધદેવ તેમને રેકી આપતાં હતા તો રીટાભાભીની તબિયતને ફાયદો થાય એ માટે રાજુભાઈ દોશીએ તો પોતાની ગિરનારની ગોદમાં આવેલી વાડીમાં જ મિત્રદંપતીઓને સાથે રાખીને ૨૫ જૂલાઈ, ૨૦૨૧થી દશ દિવસની નેચરોપથીની શિબિર પણ રાખી હતી. પ્રાકૃતિક ચિકિત્સા માટે જરૂરી બધાં જ સાધન સરંજામની વ્યવસ્થા પણ કરી હતી જેમ કે, શિરોધારા માટેનાં યોગ્ય ટેબલ, બાસ્પસ્નાન માટેના ઊપકરણ, કટિસ્નાન માટેના ટબ, યોગાસન કરવા માટેની અનુરૂપ કુદરતી ગોઠવણ પણ કરી હતી. એ દશ દિવસ સુધી રીટાભાભી સહિત બધા નેચરોપથીમાં સૂચવેલાં યોગ, મેડિટેશન, ખોરાક અને શેડયૂલ પ્રમાણે જ રહ્યાં હતાં અને તેનાથી રિટાભાભીને ફાયદો થયો હતો પરંતુ...

ગેસ્ટ્રીક તકલીફમાંથી રીટાબહેનનો કાયમી છૂટકારો થયો નહોતો અને આજે હરદ્વારની 'ગંગાસદન' હોટેલની રૂમમાં પણ રીટાભાભી એ જ ગેસ્ટ્રીક સમસ્યાની અસહ્ય પીડાનો સામનો કરી રહ્યાં હતાં..

❐ ❐ ❐

રાતનો એક વાગ્યો હતો.

'ગંગાસદન' હોટેલમાં આવેલી રાજુભાઈ–રીટાબેન દોશીની રૂમમાં હવે બધા આવી ગયા હતા. રીટાભાભીની તબિયત અતિ નાજુક લાગી રહી હતી. પરાણે વોમિટ કરવાના પ્રયાસમાં વોમિટનો ઉબકો ગળા સુધી તો આવેલો પણ મોં વાટે બહાર નીકળવાને બદલે એ શ્વાસનળીમાં ચાલ્યો ગયો હતો એટલે...

શ્વાસ લેવામાં અત્યધિક મથામણ રીટાભાભી કરી રહ્યાં હતાં. બધી મહિલાઓ રીટાભાભીને

ઘેરી વળી હતી. મનીષભાઈ ગંગાસદનના રિસેપ્શન પર જઈને તાકીદે ડોક્ટર અને એમ્બ્યુલન્સ બોલાવવાની સૂચના આપી આવ્યાને પણ પંદર મિનિટ થઈ ગઈ હતી. રીટાભાભીને શ્વાસ લેવામાં સરળતા રહે એ માટે રાજુભાઈ અને જયમીનભાઈ રીટાભાભીને છાતીમાં દબાણ આપીને મથતા હતા પણ રીટાભાભીની શ્વાસ લેવાની જદ્દોજહદ એવી પ્રચંડ હતી કે તેમણે પૂજાબહેનના પકડી રાખેલા પંજા પરની ભીંસ સતત વધ્યે જતી હતી. એ જ વખતે ડોકટર આવી ગયા. તેમણે રીટાભાભીનો હાથ પકડીને નાડી તપાસી પણ ડોકટર મૌન થઈ ગયા...

એ વખતે રાતના એક વાગીને પાંચ મિનિટ થઈ હતી અને... એકાએક બધું શાંત. રાજુભાઈ દોશી મૂઢ.

...અને આજે
'ગંગાસદન'
હોટેલની રૂમમાં
પણ રીટાભાભી એ
જ ગેસ્ટ્રીક
સમસ્યાની અસહ્ય
પીડાનો સામનો
કરી રહ્યાં હતાં...

જીવ

રીટાબહેન દોશી

# એ સત્તાવીસ કલાક અને પછી...

'અમારા માટે એર એમ્બ્યુલન્સની વ્યવસ્થા કરવાની છે !'

જે તમારો 'જીવ' હોય અને જેણે તમારા જ ખોળામાં અંતિમ પ્રયાણ પામી લીધું હોય, તેનો ગમે તેટલો પ્રચંડ આઘાત હોય પણ મોભી માણસે એ પીડાને અમુક સંજોગોમાં ઘરબીને સ્વસ્થ થઈ જવું પડે છે. રાજુભાઈ દોશીએ પણ આવી જ બિહામણી મનોદશા વચ્ચે હરદ્વારની હોસ્પિટલની એમ્બ્યુલન્સના ડ્રાયવરને 'એર એમ્બ્યુલન્સ'ની વ્યવસ્થા કરવા માટે કહ્યું ત્યારે રાતના લગભગ દોઢ વાગ્યા હતા. 'ગંગાસદન'માં મહાદેવના સાન્નિધ્યમાં ચાલ્યાં ગયેલાં રીટાબેન દોશીને એ જ વખતે હોટેલ પર પહોંચી ગયેલાં ડોકટરે તપાસી લઈને હાથ ઊંચા કરી દીધા હતા છતાં પોતાના 'જીવ'ને એમ જ જવા દેવા ન માંગતા હોય તેમ રાજુભાઈ દોશી (એ સમયે આવી ગયેલી) એમ્બ્યુલન્સમાં રીટાબહેનને સિવિલ હોસ્પિટલ લઈ ગયા, પણ...

નિયતિ છળકપટ કરીને રીટાબહેન દોશીને પોતાની આગોશમાં લઈ ગઈ છે, એ જાણતા રાજુભાઈ દોશીની મનોદશા તો જાણે પેરેલાઈઝ્ડ થઈ ગઈ હતી પણ પોતે ઘરથી ૧૩૨૫ કિલોમીટર દૂર હતા, તેનો તેમને અહેસાસ હતો અને હવે રીટાબહેન દોશીને જલદી 'શ્રુતિના' લઈ જવાનાં હતાં તેથી પોતાની જાત પર અત્યાચાર કરતાં હોય તેમ સ્વસ્થ થવાનો પ્રયાસ કરતાં તેમણે 'એર એમ્બ્યુલન્સ'ની વ્યવસ્થા તાબડતોબ કરવાનો નિર્ણય લીધો. પરંતુ તેમને કહેવામાં આવ્યું કે 'એર એમ્બ્યુલન્સ'થી રીટાબહેનને રાજકોટ શ્રુતિનામાં લઈ જવા હોય તો ફોર્માલિટીમાં જ આઠ–દશથી વધુ કલાકનો સમય તો જોઈશે. ઉપરાંત પ્રોટોકોલ પ્રમાણે, પોસ્ટમોર્ટમ પણ અનિવાર્ય બનશે.

સર્વશક્તિમાન માટે એક વાત કાયમ કહેવાતી રહી છે કે, માણસની એ અગ્નિપરીક્ષા લેતી રહે છે પરંતુ એ પરીક્ષા જે તે વ્યક્તિની જીરવી શકાતી ક્ષમતા જેવી અને જેટલી જ હોય છે. રાજુભાઈ

દોશીની એ રીતે ફરી એક વખત આકરી અગ્નિપરીક્ષા કુદરત લઈ રહી હતી. આવી જ કપરી કસોટી ૨૦૧૩માં ચંદ્રકાંતભાઈ દોશી વખતે અને ૨૦૨૧માં હિંમતભાઈ અજમેરા વખતે નિયતિએ રાજુભાઈ દોશીની લીધી હતી. આજે પણ 'જીવ' જ છિનવી લઈને નિયતિએ રાજુભાઈ દોશીને જીવવા અને આગળનું વિચારવા માટે પરવશ કર્યા હતા. લમણું ફાટી જાય તેવા સંતાપ વચ્ચે રાજુભાઈ દોશીએ તેમાંથી પાર ઉતરવાનું હતું. રીટાબહેન દોશીને ગૂમાવ્યાંનો વજ્રાઘાત જીરવતાં – જીરવતાં રાજકોટ દોશીપરિવારને પણ આઘાતના આ સમાચાર આપવાના આવશે, એ પણ રાજુભાઈ જાણતા હતા. તેમનું મગજ ક્ષુબ્ધ પડી ગયું હતું અને હૃદય થોડું વધુ ગતિથી ધબકી રહ્યું હતું પણ દોશીપરિવારના આ સૌથી નાના પુત્રને એ ખબર હતી કે અંદરથી ભલે પોતે ચકનાચૂર થઈ ગયા હોય પણ બહારથી તેમણે તૂટવાનું નથી અત્યારે.

પોસ્ટમોર્ટમ કરાવવાની બિલકુલ ઈચ્છા ન હોવાથી એરએમ્બ્યુલન્સ માટેનો વિચાર રદ કરતાં રાજુભાઈ દોશીને પાંચ મિનિટ પણ ન થઈ અને તેમણે હોસ્પીટલ પર આવેલી એમ્બ્યુલન્સમાં જ નીકળી જવાનું નક્કી કરી નાખ્યું. બાય રોડ હરદ્વારથી રાજકોટનું અંતર કાપતાં સ્વાભાવિકપણે ચોવીસ કલાકથી વધુનો સમય થવાનો હતો અને એ દરમિયાન રીટાબહેનના મૃત્યુને લગતાં એકપણ ડોક્યુમેન્ટ સાથે ન હોવાથી રસ્તામાં કોઈ અડચણ આવી શકતી હતી પરંતુ એવી બધી જ ચિંતા કરવામાં રાજુભાઈ અટવાવા માંગતા નહોતાં. તેઓ જલદી રાજકોટ પહોંચવા માંગતા હતા એથી રાજુભાઈ દોશીએ ફ્રિઝર સાથેની એમ્બ્યુલન્સની માંગણી કરી પરંતુ ફ્રિઝર સાથેની એમ્બ્યુલન્સ (હરદ્વારમાં નહીં પણ) દિલ્હીથી મળે તેમ હતી. એ ગોઠવણ કરવામાં આવી પરંતુ સમય બગાડવો પાલવે તેમ નહોતો તેથી દિલ્હીથી એમ્બ્યુલન્સ હરદ્વાર આવવા રવાના થઈ અને હરદ્વારથી સાદી એમ્બ્યુલન્સમાં રીટાબહેનને લઈને રાજુભાઈ દિલ્હી તરફ રવાના થયા. રસ્તામાં જ ક્રોસ થાય ત્યારે શિફ્ટીંગ (એમ્બ્યુલન્સની અદલાબદલી) થવાનું હતું.

રાતે સવા બે વાગે રીટાબહેનને લઈને એમ્બ્યુલન્સે હરદ્વાર છોડયું ત્યારે એમ્બ્યુલન્સમાં રાજુભાઈ દોશીની સાથે ભીખાભાઈ દેકીવાડિયા અને જયમીનભાઈ ગોસ્વામી હતા. મસુરીથી જે ટ્રાવેલ ટેમ્પોમાં બધા હરદ્વાર પહોંચ્યા હતા, એ જ ટ્રાવેલ ટેમ્પોમાં બધી, રડીને હેબતાઈ ગયેલી મહિલાઓ સાથે મનીષભાઈ મહેતા હતા. એ ટ્રાવેલ ટેમ્પો પણ હવે એમ્બ્યુલન્સની પાછળ પાછળ છેક રાજકોટ સુધી આવવાનો હતો.

❐ ❐ ❐

'શ્રુતિનામાં પહોંચતાં સુધીના સત્તાવીસ કલાક મારા માટે સત્તાવીસ જન્મારાં જેવા આકરા હતા !' રાજુભાઈ દોશીના આ શબ્દો શાંતચિત્તે વિચારો તો જ એ પીડાને તમે પામી શકો. રાજુભાઈ દોશીની આ વેદના થોડા કલાક પછી 'શ્રુતિના'માં બધા અનુભવી શકતા હતા અને એટલે જ રાજુકાકા પાસે પહોંચી જવા માટે જમાઈ શ્વેતાંગ મોનાણી છેક હિંમતનગર સુધી સામા મારતી ગાડીએ પહોંચી ગયા હતા. ખુશ્બૂને પણ કાકા–કાકી પાસે સામે ચાલીને (પતિ સાથે) જવું હતું પરંતુ 'શ્રુતિના'માં વહેલા આક્રંદના દરિયાને ઉલેચવા માટે તેનું રાજકોટ રહેવું જરૂરી હતું. બેશક, આ બધા હાલાત તો ૨૧મી એપ્રિલ, ૨૦૨૨ની બપોરના ચારેક વાગ્યા પછીના છે કારણ કે એ પહેલી બાર કલાક (રાતના બે થી

બપોરના બે સુધી) સુધી કોઈને કહેવામાં આવ્યું નહોતું કે હરદ્વારમાં કશુંક અકલ્પનીય અને અજુગતું બની ગયું હતું !

'રીટાએ મારા ખોળામાં જ શ્વાસ છોડ્યો અને તેના દોઢ કલાક પછી, તેને એમ્બ્યુલન્સમાં લઈને હું રાજકોટ જવા નીકળ્યો ત્યારે એક જ વિચાર હથોડાંની જેમ મારા દિમાગમાં વીંઝાતો હતો !' રાજુભાઈ દોશી કહે છે, 'અણધાર્યો આઘાત જીરવવો મારા માટે અસહ્ય છે તો 'શ્રુતિના' માં બધા જાણશે તો તેમની હાલત કેવી થશે ! એ લોકો આ વાત જીરવી શકશે ?'

રાજુભાઈ દોશીને આ વિચાર આવવો સહજ હતો કારણ કે ફરવા ગયેલી વ્યક્તિની આવી વણચિંતવેલી વિદાયની વાત અંગત પરિજનો માટે 'હાર્ટ–બ્રેકીંગ' સાબિત થઈ શકતી હોય છે. યોગાનુયોગ એ પણ હતો કે, રાજુભાઈ–રીટાબહેન દોશી આગલી સવારે મસુરીથી ઋષિકેશ જવા નીકળેલા, એ જ સવારે ખુશ્બૂ અને ઉત્સવ દોશી વિમાનમાર્ગે રાજકોટથી દિલ્હી પહોંચી ગયા હતા. રાજકોટ 'શ્રુતિના' માં રીટાબહેનથી મોટી ઉંમરનાં અને મોટાં દેવયાનીભાભી, કિશોરભાઈ, નીતાભાભી તેમજ બાળકો હતાં. જયુબહેન, શૈલીબહેનથી લઈને કૃતિ–ચિંતન તેમજ શ્વેતાંગભાઈ પણ 'શ્રુતિના' માં પહોંચી જાય એ જરૂરી હતું એટલે એમ્બ્યુલન્સમાં નિશ્ચેતન સૂતેલાં રીટાબહેનને એકિટશે, ચૂપચાપ જોઈ રહેલાં રાજુભાઈ દોશીના દિમાગમાં ધમસાણ ચાલતું હતું. આઘાતને ડામી દઈને અત્યારે એકશન મોડમાં આવવું જરૂરી હતું. હરદ્વારથી દિલ્હી તરફ જતી એમ્બ્યુલન્સમાં બેસીને તરત જ રીટાબહેન દોશીનો મોબાઈલ સ્વીચ ઓફ કર્યા પછી ખુશ્બૂ, ઉત્સવ સાથે દિલ્હી ગયેલાં 'રાજુ ગ્રૂપ'ના એકઝિક્યૂટિવ ડિરેકટર સુનિલ જૈનને રાજુભાઈએ ફોન કરીને સમજાવ્યું કે કોઈપણ બહાને ખુશ્બૂ–ઉત્સવને લઈને સવારે દિલ્હીથી રાજકોટ નીકળી જાવ...

સુનિલ જૈન પણ આઘાતગ્રસ્ત થઈ ગયા. તેમને પણ સૂઝતું નહોતું કે ખુશ્બૂ–ઉત્સવને કયા બહાને રાજકોટ જવા તૈયાર કરવા. કલાકેક પછી રાજુભાઈ દોશીને ફોન કરીને સુનિલ જૈને પોતાની અવઢવ અને મથામણ સમજાવી : ' ખુશ્બૂ અને ઉત્સવને હું શું બહાનું કહું, મને કંઈ સૂઝતું નથી !'

> રાજુભાઈ દોશીની મનોદશા તો જાણે પેરેલાઈઝડ થઈ ગઈ હતી પણ પોતે ઘરથી ૧૩૨૫ કિલોમીટર દૂર હતા, તેનો તેમને અહેસાસ હતો

એને મહાદેવની (સોરી, રીટાભાભી) નિષ્ઠુરતા જ ગણવી રહી કે પોતાનો 'જીવ' ગુમાવ્યાનો વિલાપ કરવાની મોકળાશ પણ તેણે રાજુભાઈ દોશીના નસીબમાં પ્રથમ ચોવીસ કલાક લખી નહોતી. સ્વસ્થતાનો મુખવટો ધારણ કરીને રાજુભાઈ દોશીએ સુનિલ જૈનને એ કટોકટીની કલાકોમાં બહાનું પણ સુઝાડવું પડયું કે, 'બન્ને બાળકોને કહો કે ઈન્વેસ્ટર સાથે મિટિંગ હોવાથી આપણે રાજકોટ પહોંચવું જરૂરી છે !'

રાતે લગભગ બે વાગે દિલ્હીથી નીકળેલી ફ્રિઝરવાળી એમ્બ્યુલન્સ તેમને રસ્તામાં ક્રોસ થઈ. રસ્તા પર જ એમ્બ્યુલન્સની

અદલા બદલી થઈ ત્યારે રાજુભાઈએ નોંધ્યું કે સૂચના પ્રમાણે નવી એમ્બ્યુલન્સમાં બે ડ્રાયવર જ મોકલવામાં આવ્યા હતા. રાજુભાઈ ઈચ્છતાં હતા કે જેમ બને તેમ જલ્દી, સલામત રીતે રીટાબહેનને લઈને 'શ્રુતિના' પહોંચી જાય. ધીમે ધીમે હવે તેમનું મગજ પણ સુન્ન પડતું જતું હતું. હા, રાહત એ જ વાતની હતી કે રાત હોવાથી 'શ્રુતિના'માંથી કે અન્ય કોઈ સ્વજનનો ફોન આવવાનો નહોતો એટલે ફોન કે વાત ટાળવાની કે ખોટું બોલવાની દુવિધામાં પડવું પડે તેમ નહોતું. જો કે સવાર પડવાની સાથે જ ફરી રાજુભાઈ દોશીએ ચિતાની જ્વાળા પર બેસીને પરીક્ષા આપવાની હતી... ઘરનાઓના ફોન રિસીવ કરવાના હતા પણ ફોન રિસીવ કરીને કહેવું શું ? એ ધર્મસંકટમાં જો કે સવારે સાડા આઠ વાગે રાજુભાઈ દોશીની પુત્રી કરિશ્માએ જ મૂકયાં.

'બેટા, મમ્મી સૂતી છે !' મમ્મીના ફોન સ્વીચ ઓફ મળતાં પિતાને ફોન કરીને કરિશ્માએ મમ્મી સાથે વાત કરવાની ઈચ્છા વ્યક્ત કરી ત્યારે રાજુભાઈ દોશીએ આવો જવાબ આપી દઈને વાત પૂરી કરી પણ તેમને ખબર હતી કે 'દોશીપરિવાર'ની પરંપરા મુજબ હમણાં બધાના ફોન આવવા માંડશે એટલે તેમણે નક્કી કર્યું કે પોતે કોઈ અંગતજનના ફોન રિસીવ નહીં કરે પણ...

રાજુભાઈને ખબર હતી કે હવે જો રીટાબહેનનો ફોન બંધ આવે યા રીટાબહેન સાથે વાત ન થાય યા રાજુભાઈનો ખુદનો ફોન નો–રિપ્લાય થાય તો 'દોશીપરિવાર'નો ઉચાટ કેટલો બેવડાઈ જાય. આ સંજોગોમાં હવે 'આઘાત'ને વધુ છૂપાવી શકાય તેમ નહોતું છતાં એ વાત પણ નિશ્ચિત હતી કે ખુશ્બૂ અને ઉત્સવ દિલ્હીથી રાજકોટ ન પહોંચે ત્યાં સુધી રીટાબહેન બારામાં એકપણ નબળો શબ્દ ફોડવો નહોતો. જિંદગીની આ પણ કેવી ટ્રેજેડી ? માણસે પોતાના લોકો માટે પોતાની પીડાનું બલિદાન આપી દેવું પડતું હોય છે. રાજુભાઈ દોશી ટ્રેજેડીની એ ટાઈમ કેપ્સ્યુલમાંથી પસાર થઈ રહ્યા હતા. તેઓ બોલતા નથી પણ એ પરિસ્થિતિમાં આપણે, આપણી જાતને મૂકીએ ત્યારે સમજાય કે, એ વખતે રાજુભાઈને એ ચિંતા વધુ ખોરી ખાતી હશે કે એક આઘાતજનક અઘટિત સચ્ચાઈ જાણ્યાં પછી પરિવારજનોમાં કોઈની સાથે કશું અઘટિત ન બની જાય !

જરૂરી હતું કે રીટાબહેન વિષેના સત્યનો તેઓ ફોડ પાડે ત્યારે પરિવારમાં એકબીજાને સાત્વંન આપે અને બથમાં લઈને આક્રંદ કે કલ્પાંતને ઓગાળી શકે એવા લોકો પણ 'શ્રુતિના'માં હાજર હોય. તેથી એમ્બ્યુલન્સમાંથી રાજુભાઈ દોશીએ પારિવારિક મિત્રો ચંદ્રેશભાઈ સવજાણી અને કિરીટભાઈ વાછાણીને ફોન કરીને વાત કરીને સમજાવ્યું કે દીકરી, જમાઈઓ સહિત બધા 'શ્રુતિના'માં પહોંચી જાય પછી જ તમે પણ ઘરમાં જજો. એ પછી જ હું કિશોરભાઈને ફોન કરીને વાત કરીશ કે...

'જેમ તેમ કરીને ૨૧ મી એપ્રિલની બપોરના ત્રણ વગાડયાં પણ ત્યાં સુધી ઘરે કોઈને કંઈ કહ્યું નહીં. કદાચ, એ લોકોને અંદેશો આવી ગયો હશે પણ ખરેખર જે બનેલું, તેની કોઈએ કલ્પના નહોતી કરી !' રાજુભાઈ દોશીને બપોરે ત્રણ વાગ્યે માલૂમ થયું કે દિલ્હીથી ખુશ્બૂ અને ઉત્સવ સહિત બધા 'શ્રુતિના'માં ભેગા થઈ ગયાં છે. એ પછી તેમણે કિશોરભાઈને ફોન કરીને સ્પીકર ઓન કરવાનું કહ્યું. આખું 'શ્રુતિના' સ્માર્ટ ફોનના એ સ્પીકર પર કાન માંડીને બેઠું હતું ત્યારે રાજુભાઈ દોશીએ કહ્યું કે, રીટાએ 'શ્રુતિના' છોડીને મહાદેવનું શરણું લઈ લીધું છે !

❐ ❐ ❐

હવે થોડી અંગત વાત અને ઓબ્ઝર્વેશન.

'રાજકોટ ક્યારે આવો છો ? જીવ.... બુક લખવી છે !'

૨૧ મે, ૨૦૨૨ એ રીટાબહેનની માસિક પુણ્યતિથિ નિમિત્તે દોશી પરિવારે ગિરનારની ગોદમાં આવેલી 'રીટાની વાડી'માં ભજનસંધ્યાનું આયોજન કરેલું અને પડોશના સામતપરા ગામને ધુમાડાબંધ જમાડયું હતું પણ એ જ દિવસે સવારે આઠ ને આઠ મિનિટે રાજુભાઈ દોશીએ મને આવો વોટસએપ મેસેજ કર્યો હતો. સૂર્યવંશી હોવાના કારણે મેં દશ વાગીને બાર મિનિટે જવાબ આપેલો કે વિમાનમાં ઊડી આવીને તમને મળું છું...

... પણ મારા પગ ભારે હતા. મારા પરિવારમાં સૌથી મોટો હોવાથી એક ઈચ્છા કાયમ રહેલી કે મારે પણ એક મોટો ભાઈ અને ભાભી હોય તો કેટલી ધરપત રહે. મોટા હંમેશા નાનાની 'ઢાલ' બનતાં હોય છે, એ મારો કાયમી વિશ્વાસ એટલે જ રાજુભાઈ અને રીટાભાભીને મેં મનોમન મોટાં ભાઈ–ભાભી તરીકે સ્થાપન કરી દીધેલાં પરંતુ રીટાભાભીની અણધારી વિદાયનો આઘાત એવો લાગેલો કે મેં રાજુભાઈ દોશી સાથે (ફોનમાં પણ) વાત નહોતી કરી. હિંમત જ નહોતી થતી. ખરખરો, એ એક ફોર્માલિટી છે. અનેક સંજોગોમાં એ પીડા વધારી દેનારી ઔપચારિકતા બની જતી હોય છે. આવી મારી માન્યતાને તમે મારી સમજ પણ ગણી શકો અને સ્વભાવની અકોણાઈ પણ કહી શકો પરંતુ એવું નક્કી કરેલું કે, હવે રાજુભાઈનો સામનો થશે ત્યારે પ્રયત્નપૂર્વક રીટાભાભીનો ઉલ્લેખ ટાળીને સહજ રીતે મળીશ પણ... જીસસે ડરતે થે, વહીં બાત હો ગઈ.

હું રાજુભાઈની સામે બેઠો હતો અને એ એવી વાત કરી રહ્યા હતા કે હવે દર અઠવાડિયે બે–ત્રણ વખત તેમને મળવાનું હતું અને રીટાભાભીની જ વાત કરવાની હતી !

સાથે બે શરતો પણ હતી : લંડન, અમેરિકાને બાદ કરતાં અમદાવાદ, બરોડા, મુંબઈ, બગસરા, રાજકોટ, માણાવદર, જૂનાગઢના પચાસથી વધુ લોકોને મારે રૂબરૂ મળવાનું હતું અને શરત નંબર બે : બુક પૂરી ન થાય ત્યાં સુધી મારે મુંબઈ જવાનું નહોતું... આમ પણ, જીદે ચઢે તો ઝૂકે એવો માણસ રાજુભાઈ નથી અને આ 'જીદ' તો 'જીવ' માટે હતી. ભાભીઓની વાત હું ક્યારેય ટાળતો નથી એ મારાં માનેલાં મોટાભાઈઓની પત્નીઓ એટલે કે મારી માનેલી ભાભીઓ જાણે જ છે. રીટાબહેન અને રાજુભાઈ તો એ પાયદાન પર સૌથી ઉપર સ્થાપના પામેલું દંપતી.

'અણધાર્યો આઘાત જીરવવો મારા માટે અસહ્ય છે તો 'શ્રુતિના' માં બધા જાણશે તો તેમની હાલત કેવી થશે ! એ લોકો આ વાત જીરવી શકશે ?'

એ ખબર હતી કે 'જીવ' પુસ્તક લખવું, એ એકદમ અઘરો ટાસ્ક હતો મારા માટે. કારણો અનેક હતાં. આઘાત અને વેદનાના ઘાવમાંથી લોહી રીસતું હતું ત્યારે જ મારે બધાને મળવાનું હતું અને લગભગ વ્યક્તિ વાત કરતાં–કરતાં રડી પડતી હતી. હું પણ અપસેટ થઈ જતો પણ ફરી તેમને સ્વસ્થ થવાનો સમય આપીને મારે એમની

સાથે રીટાભાભી જ વાત કાઢવી પડતી. 'જીવ' પુસ્તક માટે હું દોશીપરિવાર સહિત પાંસઠ જેટલી વ્યક્તિને મળ્યો અને સતત 'રીટાભાભી'મય રહ્યો, તેની આડઅસર એ થઈ કે છેલ્લાં એકાદ મહિનાથી મને પણ સતત રીટાભાભી, રાજુભાઈ અને દોશી પરિવારના સભ્યોનાં સપનાં આવવા માંડયાં છે અને તમે જો આને માનસિક સમસ્યા કે બિમારીનું લક્ષણ માનતા હો તો મારે તેમને કહેવું છે કે, એ બિમારી મને માન્ય છે !

લોકો કાઢે ત્યારે નહીં, પણ રોકતા હોય ત્યારે નીકળી જવાની મજા અલગ હોય છે, નરેશ : આવું વિધાન એક હ્રદયસ્થ (સ્વર્ગસ્થ શબ્દ રાજુભાઈ દોશી કદી વાપરવા દેતા નથી !) પત્રકાર મિત્ર સ્વૈચ્છિક નિવૃત્તિનો પક્ષ લેતી વખતે બોલતાં. રીટાભાભીએ એવું જ કર્યું. તેઓ ઉંમરમાં આ લખનાર કરતાં પણ નાના હતા. એવી કોઈ ગંભીર બિમારી નહોતી કે બિમાર પણ નહોતાં. મિત્રદંપતીઓ સાથે હોંશે હોંશે ફરવા ગયા હતા અને છેલ્લા દિવસે તો દીકરી કરિશ્માને ફોન પર કહ્યું પણ હતું કે, આજે મને આખો દિવસ કોઈ દુઃખાવો ય નથી થયો !

આ પુસ્તક માટે અનેક વખત રાજુભાઈને તેમના દવાખાના પર મળવાનું બન્યું છે. ચર્ચા પછી મોડેથી દવાખાનું છોડનાર અમે બે જ હોઈએ. એ વખતે 'શ્રુતિના' તરફ એકલા જતા રાજુભાઈ દોશીને જોઉં ત્યારે ભાભીના એ દુઃખાવાનું દર્દ, એમની હયાતિનો ખાલીપો, ભારેખમ એકલતાનો બોજ લઈને એક દેહ ઢસડાતો હોય એવું જ લાગ્યું છે !



રોજ આથમતી સાંજની સંધ્યા લાવે તારી મીઠી યાદ,
ઝાંખા અજવાસમાં હાથમાં લઈને ચાલે તારી મીઠી યાદ,
અબોલાંના સથવારે ખાલીપો ભરતી તારી મીઠી યાદ,
શોધું તને આઠેય પ્રહર કસોટી કરતી તારી મીઠી યાદ,
મુશ્કેલ છે હરપળ વિતાવવી તારા વગર પણ,
તારી મીઠી યાદ... જિવાડે છે જીવ!

ઈશ્વરે પરીક્ષા લીધી છે તારી દૈહિક ગેરહાજરી સર્જી ને...
પણ કહેવાય છે અને સત્ય પણ છે કે,

ગુજારે જે શિરે તારે, જગતનો નાથ તે સહેજે,
ગણ્યું જે પ્યારું પ્યારાએ, અતિ પ્યારું ગણી લેજે !

ઈશ્વરને જે ઠીક લાગ્યું એ જ થયું હશે જીવ,
તને મારાથી અળગી કરવા પાછળનો ઈશ્વરનો
મકસદ કંઈક સારો જ હશે...
તારી જરૂરિયાત દોશીપરિવાર કરતાં પણ ઈશ્વરના
દરબારમાં વધુ હશે...
હું ઈશ્વરને સમર્પિત થઈને સ્વીકારું છું કે, મારા જીવની
યાદોને હળપળ હર્ષ સાથે વાગોળતો રહીશ અને...
જીવ નાં અધૂરાં સ્વપ્ન પૂરાં કરતો રહીશ !







RAJOO® excellence in extrusion
RAJOO bausano®
RAJOO® INNOVATION CENTRE
ESSEN® SPECIALITY FILMS LTD
ESSEN® POLYBLEND Driven by Excellence

'જીવ' પુસ્તક માટે સૌ પ્રથમ પપ્પા તરફથી જાણ્યું ત્યારે વ્યાજબી ન લાગ્યું કે ફરી એ દુઃખદ વાત વાગોળવાની. પણ, જ્યારે પુસ્તક માટેની પ્રથમ પ્રાથમિક નકલની  ઝાંખી કરી તો સમજાયું કે આ પુસ્તક કોઈ દુઃખદ વાત વાગોળવાનું નહીં પરંતુ, રીટાબહેનની જિંદાદિલી, એમનો ગમો અણગમો, સંસાર માં હોવા છત્તા સિદ્ધ પુરવાર થવાની વાતો પ્રગટ કરવા માટે નો પ્રાયાસ છે.

આ પુસ્તક માટે લોકોની મુલાકાત, લખાણ કાર્ય, અને લખાણની સમીક્ષા ખૂબ જ ભારી હૈયાથી કરવામાં આવી છે. ઘણાં બધા દિવસો સુધી "માં" સાથે જોડાયેલ અલગ-અલગ લોકોની સાથે થયેલ મુલાકાતોમાં "માં" વિશેના અભિપ્રાયો સાંભળી ને આંખો માં વણથંભ્યા અશ્રુ ઓ સાથે રહ્યા છે. દરેક પરિજનો મિત્રો સાથે ની મુલાકાતમાં "માં"ને યાદ કરી દરેકે લાગણી સભર આંસુ સાર્યા છે.

'જીવ' પુસ્તકનો આરંભ પરિવાર સાથે વિતાવેલી દરેક પળો વિશે, અને પુસ્તકનો અંત, મા-બાપ નો એમના ગોઠિયા મિત્રો સાથેનો અંતિમ પ્રવાસ.

ખુશ્બુ - શ્વેતાંગ - આયાંક, ઉત્સવ - કોંકણા, પલ્લવ - ચાંદની, કૃતિ - ચિંતન - નાઇરા,
કરિશ્મા - અંકિત, ઉત્કર્ષ - ઉર્વશી, પ્રેરિત - જીનલ, પુલકિત, ઉન્નતી, તન્મય

